# શ્રી શ્રાવક આવશ્યક.

## અર્થ સહિત.

પ્રકાશક.
ઝવેરભાઇ કુંવરજી શાહ.
વીરમગામ.

# શ્રી શ્રાવક આવશ્યક

## અર્થ સહિત.

પ્રકાશક,

ઝવેરભાઈ કુંવરજી શાહ.

વીરમગામ.

વીર સં. ૨૪૫૭ સન ૧૯૩૦

પ્રત ૧૫૦૦

કીંમત રૂ. ૦-૪-૦

# નિવેદન.

કેટલાક દિવસ પહેલાં સાંજના પ્રતિક્રમણ વખતે સામાયિક ને આવશ્યકમાં અમુક પાઠની બીન જરૂરીઆત ને જરૂરીઆતની ચર્ચા થતી જોવામાં આવી. આ ઉપરથી અર્થને મૂળ પાઠ રૂપે બોલાતા શબ્દોમાં સુધારાને અવકાશ છે આવું લાગવાથી મહારાજ શ્રી હર્ષચંદ્રજી સ્વામીને વિનંતિ કરી કે આપ સામાયિક ને આવશ્યક સુધારી આપો તો હું અર્થ સહિત નવી આવૃતિ છપાવું. મારી આ માગણીનો એ વિદ્વાન મુનિએ જનકલ્યાણાર્થે સ્વીકાર કર્યો. તેના ફળ રૂપે આ પુસ્તક વાચકના હાથમાં મુકવા હું ભાગ્યશાળી નિવડયો છું. તેમાં મને કેટલે અંશે સફળતા મળી છે. એ જોવાનું કામ સુજ્ઞ વાચકનું છે. છતાં કોઇ જગ્યાએ ભુલ રહેલી જણાય તો સુચના કરવાથી હવે પછીની આવૃતિમાં સુધારો કરવામાં આવશે.

આ ઉપયોગી પુસ્તકના પહેલાં પાંચ આના રાખવા ઇચ્છા હતી. તેમાં પાછળથી ચાર ફરમાનો વધારો કરવામાં આવ્યો છતાં એક આનો ઘટાડી માત્ર ચાર આના જેવી જુજ કીંમત રાખવામાં આવી છે.

છેવટમાં પોતાના અમુલ્ય સમયનો ભોગ આપી

મને આ પુસ્તક હું છપાવી શકું આવી સ્થિતિમાં લાવનાર મુનિશ્રી હર્ષચંદ્રજી સ્વામીનો તેમજ અગાઉથી ગ્રાહક થઇ ચોપડીઓ લેનાર સદગ્રહસ્થોનો અને જૈનધર્મને અનુસરતિ પોતાની કવિતાઓ મને છપાવવા દઇ જન રૂચિ તૃપ્ત કરનાર ત્રિભુવન ચતુર્ભુજ દોસીનો ઉપકાર માની વિરમું છું.

તા. ૨૩–૧૧–૩૦

પ્રકાશક,

ઝવેરભાઇ કુંવરજી શાહ.

વીરમગામ.

# શુદ્ધિ પત્ર

—:o:—

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૧૯ | ૧૩ | જેમ તેમ | જેમ છે તેમ |
| ૨૦ | ૧ | કાય દુપ્પણિહાણે | કાયદુપ્પડિહાણે |
| ૨૬ | ૧૩ | હીણુખરં | હીણક્ખરં |
| ૩૧ | ૧૬ | અવશ્યક | આવશ્યક |
| ૩૧ | ૧૮ | નિવ્વૃત્ત | નિવૃત્ત |
| ૩૨ | ૧૬ | અઇયારો કઆ | અઇયારો કઓ |
| ૩૬ | ૧ | પૂર્વકિત | પૂર્વોક્ત |
| ૩૯ | ૧૬ | પયયંત | પર્યંત |
| ૩૯ | ૧૭ | બે પ્રકારે | બે કરણ ને |
| ૪૧ | ૨૧ | અથ | અર્થ |
| ૫૦ | ૧૪ | વસ્ર | વસ્ત્ર |
| ૫૭ | ૧૦ | એટણે | એટલે |
| ૬૫ | ૫ | સર્વ ઠ | સર્વ જુઠ |
| ૮૯ | ૧૨ | ષ | દ્વેષ |

આ વિના ફરીડર અને છાપનારની ભુલને લીધે જે ભુલો રહી ગએલી હોય તે સુજ્ઞ વાચક સુધારીને વાંચે આવી વિનંતી છે.

પ્રકાશક.

# અનુક્રમણિકા.


| વિષય | | પાનું. |
| --- | --- | --- |
| સામાયિક વિષે થોડું કથન | | ૧ |
| સામાયિક સૂત્ર | | ૧ |
| આવશ્યક વિષે વિચાર | | ૧ |
| આવશ્યક સૂત્ર | | ૨૩ |
| ધર્મ ધ્યાનનો વધારે અર્થ | | ૮૮ |
| દશમું } વ્રત આદરવા | | ૯૬ |
| અગીયારમું } પાળવાની વિધિ | | ૯૭ |
| શ્રી ધર્મસિંહ સ્વામીના વચનામૃતો | | ૯૮ |
| કોનું જીવિત ધન્ય | કવિતા | ૧૦૧ |
| ચોવીસ જીન સ્તુતિ | ,, | ૧૦૪ |
| પ્રતિક્રમણ વિષે | ,, | ૧૦૫ |
| પંચજ્ઞાનની આરતી | ,, | ૧૦૬ |
| પ્રતિક્રમણની આલોચના | ,, | ૧૦૭ |
| સર્વજ્ઞને અરજ | ,, | ૧૦૮ |
| સીમંધર સ્વામીને અરજી | ,, | ૧૦૯ |
| શ્રાવકને શિખામણ | ,, | ૧૧૦ |
| જીનવર સપ્તાહ | ,, | ૧૧૧ |
| શ્રાવકની લાગણી | ,, | ૧૧૩ |
| વિહાર કરતી વખતે | ,, | ૧૧૪ |

# મહાવીર દેવને.

( શું કહું કથની મારી રાજ...એ રાગ. )

સ્મરણ મને બહુ પ્યારૂં દેવ,<br>
 શ્રી મહાવીર તમારૂં...ટેક.

જીવ જીવને હણુતા જોઈ,<br>
 હૃદય [1]દ્રવ્યું પ્રભુ તારૂં;<br>
સૂત્ર 'અહિંસા' આપ્યું જગને; (૨)<br>
 [2]કેવળ પરહિત સારૂં દેવ....શ્રી મહા૦ ૧

ધુતારાઓ જગને ધુતે,<br>
 ધર્મ નિમિત્તે [3]જારૂ:<br>
સુખ છોડીને પદ સાધુનું; (૨)<br>
 તેં તે વખ સ્વિકાર્યું દેવ...શ્રી મહા૦

શી રીતે ફરી જન્મ ન આવે,<br>
 લક્ષ્ય તુજએ [4]ચારૂ;<br>
સત્ય કથ્યું '[5]સમસૂત્રે' થાશે;<br>
 ત્રિભુવન આ તરનારૂં દેવ....શ્રી મહા૦ ૩

---

૧ દ્રવ્યું. ટપકયું. લક્ષ્યાર્થ દયા આવી ૨ તદ્દન ૩ કાયમ ૪ સુંદર. ૫ શબ્દાર્થ સરખી સપાટી લક્ષ્યાર્થ રાગ દ્વેષ રહિત થતાં.

# સામાયિક વિષે થોડું કથન.

૧ સામાયિક વ્રત કરવું અથવા તેમાં રહેવું તે બાહ્ય કે અભ્યંતરથી કોઈપણ મુમુક્ષુ જીવને હિતરૂપ છે, ને સુખાવહ છે. પણ આજે જૈન જનતાની દ્રષ્ટિમાં તેની કિંમત જોઇએ તેવી અંકાતી હોય એમ જણાતું નથી. કારણ જૈન સમાજ આજે કોઇ કાળ-બળથી જુદા જુદા સંયોગના વ્હેણમાં વેંચાઇ ગયો છે. એક ભાગ ઘણો શ્રદ્ધાળુ છે ત્યારે તે ઘણો અશિક્ષિત ને અજ્ઞાનતામાં મૂકાયો છે. તે વર્ગ ઉપરા ઉપરી અનેક સામાયિકો કરે છે ને તેમાં ઘણો રસ લે છે. પણ વસ્તુ એ છે કે તે વર્ગને અંતરમાં આ સામાયિક કરનાર કોણ છે? સામાયિક શું છે? અને તે શા માટે કરવું? આ બધા વિચારની સ્ફૂર્તિ લેશ પણ થતી જણાતી નથી; અથવા કહો કે તે સંબંધી ધગશ-તીવ્ર ઇચ્છા તેમના હૃદયમાં ઉભરાતી નથી. જે કાંઇ કરે છે તે અજ્ઞાન પણે સુસ્ત ને બેચેનીથી અથવા તો નિદ્રા વિકથાથી તે વર્ગ પૂર્ણ કરે છે. જ્યારે બીજો વર્ગ તે વિકાસમાં—સમજણમાં આગળ વધેલો છે. આ વર્ગ આમ સામાયિકાદિ કરતા વર્ગને જોઇ હાસ્ય કરે છે; તેના મનમાં અનેક તર્કો-શંકાઓ-વિકલ્પો આ ક્રિયા વિષે ઉભા થાય છે. પણ, સંસારથી થોડો પણ વખત મુક્ત રહી સામાયિકમાં વખત ગાળવો તે તો તેના દિલને આકાશ પાતાળ એક કરવા જેવું લાગે છે. આ વર્ગ વિચારમાં-સમજણમાં એટલો બધો વધ્યો છે કે સમજવામાં ને સમજાવવામાં તે કોઇ

રીતે પાછળ હઠતો જણાતો નથી. પણ તે વર્ગ ત્યાગ ભાવ કરવામાં કે તેમ વર્તન કરવામાં હમેશને માટે પાછળ હઠેલો દેખાય છે. એટલે કે એક આમ સામાન્ય વર્ગ ને બીજો ખાસ-ચોકસ વર્ગ બન્ને જુદી જુદી દિશામાં પ્રગતિ કરતા હોય તેમ જણાય છે. આ બન્ને વર્ગ એક બીજાના સંપર્ક (સંબંધ) માં આવે છે ત્યારે જરૂર એક બીજાના વિચારમાં અથડાયા વિના રહેતા નથી. એટલુંજ નહીં પણ એક બીજાની દિશા પ્રભુ માર્ગથી વિમુખ છે એમ તેઓ જુએ છે.

૨ હવે આપણે આ જગાએ વિચારીએ કે આમ હોવાનું કારણ શું છે ? શ્રી વીતરાગ પ્રભુ તો તેમના નૈર્ગન્થ્ય પ્રવચનમાં કહે છે કે જીવને થોડી સમજણ હો કે ઘણી સમજણ હો, જીવે થોડો અભ્યાસ કર્યો હોય કે ઘણો અભ્યાસ કર્યો હોય, પણ સમ્યક દર્શન ( વીતરાગ માર્ગની સાચી સમજણની પ્રતીતિ ) વિના જીવને સંસારની પરંપરા કોઇ રીતે ઓછી થતી નથી. સામાયિક થોડા વખતનું કે ઘણા વખતનું પણ તે ચારિત્ર કે સંયમ છે. એ ચારિત્ર દર્શન ને જ્ઞાન વિના હોવા સંભવ નથી, દર્શનને જ્ઞાન પ્રથમ સોપાન (પગથીયું) છે. ચારિત્ર તે પછીનું સોપાન છે. ત્યારે એટલી વાત તો સિધ્ધ સમજાય છે કે સામાયિક અજ્ઞાન ભાવે કરવામાં આવે ને સમજણ-અભ્યાસ છતાં ન પણ કરવામાં આવે તે બન્નેમાં પ્રથમ દર્શન ને જ્ઞાનની જરૂર છે. જેને દર્શન ને જ્ઞાન હોય તે સામાયિકના સ્વરૂપને સમજે. પોતે પોતાને સમજે ને શા માટે સામાયિક કરવું તે પણ

સમજે. કોઇ જીવ થોડો-સામાન્ય અભ્યાસી હોય તે થોડું સમજે છે જ્યારે કોઇ જીવ ઘણો અભ્યાસી હોય તે ઘણું સમજે છે. છતાં જ્ઞાનીઓ કહે છે કે જો તે જીવને સમ્યક દર્શન નથી, તો તે જ્ઞાન નથી પણ અજ્ઞાન છે-મિથ્યાજ્ઞાન છે. આથી એ કહેવાનો આશય છે કે સામાયિક કરવું હોય તો તેમણે પ્રથમ દર્શન-સમ્યક્ દર્શન મેળવવું જોઇએ. સમ્યક દર્શન પછી વિદ્યા—અભ્યાસ કે જ્ઞાન જે કહો તે, જીવને સમ્યક જ્ઞાન રૂપે પરિણમે છે. આમ દર્શન ને જ્ઞાન આવ્યા પછીજ ચારિત્ર, થોડા કે પછી ઘણા વખત માટે જીવમાં પ્રવેશે છે.

૩ હવે સામાયિક કરનારે પ્રથમ જાણવાની જરૂર છે કે સામાયિક કરનાર કોણ છે ? અને સામાયિક તે શું છે ને તે શા માટે કરવું ? જો આવાત સમજી શકાણી નથી તો પછી સામાયિક શું સમજીને કરવું ? વધારે દુઃખનો વિષય એ છે કે આ વસ્તુ સામાયિક કરનાર પોતે જતી કરે છે. માટે આપણે આ જગાએ ખુલાસો કરવો જોઇએ

૧ સામાયિક કરનાર તે પોતે જીવ છે. જીવ એટલે જેને સુખદુઃખનો અનુભવ છે કે, જે હંમેશાં સુખને માટે પ્રવૃત્તિ કરે છે, જેને સુખ પ્રિય છે ને સુખ જોઇએ છે. એજ ભલી ભૂંડી-પુન્ય પાપની પ્રવૃત્તિનો કર્તા ને ભોકતા છે. એજ સર્વ વસ્તુનો સંગ્રહક છે ને જ્ઞાતા છે. આમ છતાં જીવ પોતે પોતાને કાં ન સમજે, કાં ન ઓળખે ? જ્ઞાનીઓ કહે છે કે જો જીવ

પોતે પોતાને સમજે વિચારે ને પોતે અખંડ અમર છે એમ માને-તો જરૂર તે સામાયિકના સ્વરૂપને સમજે ને શા માટે કરવું તે પણ સમજે. (૨) હવે સામાયિક કરવું એ શું ચીજ છે એ પ્રશ્ન ઉદ્‌ભવે તો ઉત્તર એ છે કે સામાયિક એટલે સર્વ પાપથી છૂટવું તે છે. જીવ અહોરાત્રી હિંસા, અસત્ય, અસ્તેય, વિષય, પરિગ્રહ, કલેશ વગેરે પાપોમાં આનંદ લે છે તેમાં ખુબ લીન થઇ નવનવી રમતો રમે છે. જીવના મન વાણીને શરીર આ ત્રણે યોગો પૂર્ણ પ્રેમ પણે તેમાં રસ લુટે છે. આ પાપોમાં એકલો જીવ પોતેજ રસ ન લેતાં બીજાઓને તેમાં રસ લેતા કરે છે ને સાથે સાથે સંમત પણ થાય છે. આવી પ્રવૃત્તિ જીવ માત્રની છે આ હકીકત કોણ પ્રત્યક્ષ કે અનુભવથી જાણતું નથી ? પાપો સાથે પ્રવતિ સો કોઇની માં કોઇને વિદિત છે એટલો આવી પ્રવતિથી છૂટવું. આંતરથી તો આંતર સામાયિક છે. બાહ્યથી છુટાય તો બાંહ્ય સામાયિક છે. જ્યારે જ્યારે આવા પાપોથી જીવ છુટવા ચાહે, ત્યારે તે પ્રવૃત્તિથી પોતે મુકત થાય, બીજાને પ્રેરે નહિ, તે સાથે સંમત થાય નહિ ને એકાન્ત સ્થાનમાં બેસે, ને ઇચ્છા હોય તેટલો વખત આમ કેવલ શાન્તપણે રહે ત્યારેજ તે જીવ સામાયિકમાં પ્રવેશે છે. આજ સામાયિક જ્ઞાનીઓએ કહી છે. [1]સાવદ્ય વ્યાપારની પ્રવૃતિ બંધ કરવી તેજ સામાયિક છે. આવી સામાયિકમાં કુતર્કી

---

१ **सामाइयेणं भन्ते जीवे किं जणयइ**
**सामाइयेणं सावज्ज जोग विरइ जणयइ.**

ઉત્તરાધ્યયન અધ્યયન ૨૯ મું.

ને વિહ્વળ પ્રકૃતિવાળા શંકા કરે છે-વ્હેમો ઉભા કરે તે તેમની ખુશી. પણ હકીકત એ છે કે તે પોતે કરવા ખુશી નથી ને બીજાની વ્યર્થ ચિંતા કરે છે.

૪ ત્યારે હવે પ્રશ્ન એ થાય છે કે આવું સામાયિક જીવે શા માટે કરવું જોઇએ? ઉત્તર એ છે કે સુખ માટે સામાયકાદિ પ્રવૃત્તિ કરવી તેને ઘટે છે. કારણ જીવને સુખ ગમે છે, ને તેને માત્ર સુખ જોઇએ છીએ, આજે પ્રાણિ માત્ર સુખ માટેજ તડફડીયાં મારે છે. ને ધુમે છે. એટલે સુખને કોઇપણ ઉપાયે--સાધને કરી મેળવવું તે જીવનો વિષય છે. પણ આપણે જોઇશું તો સમજાશે કે જીવોની સુખની કલ્પના જુદી જુદી છે. જેમ જેમ અધઃ પ્રદેશમાં જીવો રહે છે, તેમ તેમ તેની સુખની કલ્પના નીચી છે. ઉચ્ચ પ્રદેશમાં રહે છે તે જીવોને સુખનો ખ્યાલ ઉંચો છે. સંસાર પ્રિય જનોની દૃષ્ટિએ કામ-વિષય એ સુખનો વિષય છે. જયારે સંસાર મુકત જનોના અભિપ્રાયે મોક્ષ-સર્વ કર્મથી છુટકારો-સુખનું સ્થાન છે. એટલે ઇન્દ્રિય જન્ય સુખોમાં ધારોકે તે સુખ છે, પણ બરાબર વિચારીએ તો ખાત્રી થશે કે એ સુખ સુખરૂપ રહેતું નથી, પણ અનંત ત્રાસ ને કલેશ આપેછે. ત્યારે અધ્યાત્મિક જ્ઞાનીઓના હિસાબે ઇન્દ્રિય વિષય-નિગ્રહમાં સુખ સમજાય છે. માનો કે અત્યારે સુખ તેમાં નથી પણ જરૂર ઇન્દ્રિયો ને તાબે કરવી તેમાં પ્રત્યક્ષ અને પરિણામે સુખ છે ને તે સુખ રહેવાનુંજ. આ સુખ જે પ્રત્યક્ષ છે તે ક્ષણિક છે, ને અસ્થાયી-અનિત્ય છે. જયારે બીજું સુખ સ્થાયી ને નિત્ય છે.

૫ કામ અને મોક્ષ બન્નેમાં સુખ છે, ને તે બન્ને જીવ માત્રના સાધ્ય છે. અવિકાસ પામેલ (જ્ઞાન રહિત) જીવોને કામ સુખ સાધ્ય છે.બીજા વર્ગના-વિકાસ પામેલા જીવોને મોક્ષસુખ સાધ્ય છે. પહેલા વર્ગનાને અર્થ-પૈસો સાધન છે. બીજાને ધર્મ (જ્ઞાન દર્શન ચારિત્ર) સાધન છે આથી સામાયકાદિ કરનારને સમજાશે કે સામાયિક કરવું તે મોક્ષ [સત્ય] સુખનું સાધન છે. ને તે સાધ્ય સાધન દ્વારા સિદ્ધ થાય છે. સાધ્ય ગમે તેટલું સોંઘું હોય કે મોંઘું હોય પણ સાધન વિના સાધ્ય પ્રાપ્ત થતું નથી. એટલે આ સ્થળે એ સમજવાનું કે સાધનની સાધકને પ્રથમ જરૂર છે. સાધક સાધ્ય માટે તૈયાર હોય, પણ સાધન વિના સાધ્ય શી રીતે પ્રાપ્ત કરે? સાધક બન્ને બાજુમાં એક છે પણ સાધન ને સાધ્ય બન્ને સ્થળે જુદાં જુદાં છે. ઐહિક-વૈષયિક સુખની ઇચ્છા માટે આજે કે ગમે ત્યારે જીવો ધનાદિ સાધન દ્વારા પ્રવૃત્તિ કરી રહ્યા છે, પણ મૌક્ષિક-પુદગલ રહિત સુખને માટે ઉચ્ચ કોટિના જીવો-જેને હૃદયમાં પરલોક માટે ઉંડા ભણકારા વાગ્યા છે તેઓ પ્રવૃત્તિ કરે છે.

૬ સામાયિક એ થોડા વખતનો કે પછી ઘણા વખતનો સંયમ છે. ચારિત્ર છે. જ્ઞાન દર્શન ને ચારિત્ર એ ત્રણમાં એ ત્રીજા નંબરે આવે છે. એટલે પ્રથમ જ્ઞાન દર્શન આવે તોજ ચારિત્ર આવે છે. આ બે વિના તે નથીજ. એટલે પ્રથમ જ્ઞાન દર્શન માટે જરૂર પ્રયત્ન કરવો. જ્ઞાન ભલે થોડું મેળવી શકાય પણ જ્ઞાનની જરૂર છે. જીવાદિ નવ પદાર્થને છ કાય જીવ સમ-

જ્યા વિના સામાયિકાદિ શી રીતે કરી શકાય ? જીવાદિ નવ પદાર્થ ને છ કાય જીવનો ભલે થોડામાં થોડી રીતે પણ સારો અભ્યાસ કરવો જોઇએ. એ નવ પદાર્થ ને છ કાય જીવને સમજી પછી તેને હૃદયમાં બરાબર ઠસાવવા પ્રયત્ન કરવો. આમ થયા પછી સામાયિક કરવું ઇષ્ટ છે. કોઇ કહેશે કે એ નવતત્ત્વ છ કાય જીવના સ્વરૂપને જાણતાં ઘણો વખત જાય ને તે ન આવડે ત્યાં સુધી શું સામાયિક ન કરવું ? આ શંકા ઘણીજ ઉતાવળી ને અસ્થાને છે. જેને સામાયિકાદિ વ્રતની ઇચ્છા થઇ છે તેનો તેમાં જેટલો વખત જાય છે તેને તેટલો વખત એ વસ્તુ સમજતાં જશે નહિ. પણ વસ્તુ એ છે કે એવું સામાયિક કરવા આંતરમાં ધગશ થઇ નથી. માત્ર થોડી મહેનતે ઘણું મેળવવાની ઇચ્છા છે તે કે પછી દેખાદેખી કરી હૃદયને સંતોષ વાળવો છે.

૭ આવું સામાયિક કરનારે પ્રથમ જીંદગી ભરમાં રહી શકે એવા સ્થુલ પણ નાના અનુવ્રતો ધારણ કરવાં જોઇએ, જેવાં કે જીંદગી સુધી મોટા જીવોની હિંસા પ્રસંગ ( સ્વાર્થ પડતાં કે નિસ્વાર્થ) છતાં પણ નહી કરવી જોઇએ. અપરાધ ગુન્હા કોઇ જીવ કરે તો તે વખતે તેવી પ્રતિજ્ઞા કદાચ તે રાખી શકે નહિ. તેમજ મોટું અસત્ય—ચોર્ય પરસ્ત્રી ત્યાગ એવા વ્રતો તેણે જરૂર પ્રથમ ધારણ કરવા અગત્યના છે. આવા વ્રત ધારણ કરનાર સામાયકાદિ શિક્ષા વ્રત સારી રીતે કરી શકે એટલે સામાયિક કરનાર પ્રતિ એ સુચના છે કે તેણે સામાયિક

કરવું અગત્યનું ને ઇષ્ટ છે. પણ તે પહેલાં સ્થુલ-નાના વ્રતો અહિંસાદી ધારણ કરવા તે પહેલાં એ દેશ વ્રત કરવા માટે સમ્યકત્વ-શ્રદ્ધા ને સાથે નવ તત્ત્વ છ કાય જીવ સ્વરૂપની સમજણ-જ્ઞાન મેળવવા ઘણાં અગત્યના છે. આમ નથી તો પછી એ સામાયિકાદિ. એકલું ને અજ્ઞાન પણે કરેલું શું જોર કરશે, ને કેવી રીતે ભવ પરંપરાની શૃંખલા (સાંકળ) તોડી શકાશે ? મોક્ષ સુખનું સાધન જ્ઞાન દર્શનને ચારિત્ર (દેશ વિરતિ) એ ત્રણે છે. પણ દેશ વ્રતોમાંથી એક માત્ર સામાયિક સાધન છે તેમ નથી.



# स मायेक सूत्र. ૧૫૬૪૨

—:o:—

## પાઠ ૧ લો નમસ્કાર સૂત્ર.

| | |
|---|---|
| ણુમો | નમસ્કાર હો. |
| * ૧ અરિહંતાણં | રાગદ્વેષ રહિત ઐશ્વર્યવાન અર્હંતોને |
| ણુમો | નમસ્કાર હો |
| ૨ સિધ્ધાણં | સર્વ કર્મથી મુકત થએલ સિધ્ધ ભગવાનોને |
| ણુમો | નમસ્કાર હો |
| ૩ આયરિયાણં | આચાર પાળે ને પળાવે એ આચાર્યોને |
| ણુમો | નમસ્કાર હો |
| ૪ ઉવઝ્ઝાયાણં | બાર અંગ ભણે ને ભણાવે એ ઉપાધ્યાયોને |

* ૧,૨,૩,૪,૫—સંખ્યા, સંપદાના ચિન્હો છે. સંપદા એટલે વિશ્રામ સ્થાન, જેને વિષે કંઠ વિશ્રામ પામે તેને વિશ્રામ સ્થાન કહિએ સૂત્રમાં જ્યાં સંપદાના ચિન્હ કરવામાં આવેલ હોય તે તે સ્થાન પ્રાપ્ત થતાં જરા અટકવું જોઇએ આ પાઠની પાંચ સંપદા છે.

| | |
|---|---|
| ણુમો | નમસ્કાર હો |
| લોએ | લોકમાં |
| સવ્વ | સર્વે |
| ૫ સાહુણં | પંચ મહાવ્રત યુકત સાધુઓને |

## પાઠ ૨ જો વંદના સૂત્ર.

| | |
|---|---|
| * તિખ્ખુત્તો | ત્રણ વાર કરીને |
| * આયાહિણં | આદક્ષિણાને } જમણી તરફથી શરૂ |
| * પયાહિણં | પ્રદક્ષિણાને } કરી ફરી જમણી તરફ સુધી બે જોડેલા હાથે |
| ૧ વંદામિ | વંદુ છું, સ્તવું છું. |
| ૨ નમંસામિ | નમસ્કાર કરૂં છું. |
| સક્કારેમિ | સત્કાર કરૂં છું. |

---

* વંદના કરતી વખતે આગળ કરેલી નીશાની વાળા શબ્દો બોલવા નહિ, કેમકે એ શબ્દો વંદનાના વિધિ સૂચક છે. ૧ વંદના ત્રણ પ્રકારની છે. જઘન્ય, મધ્યમ ને ઉત્કૃષ્ટ, જેમકે:-જઘન્ય વંદના 'મત્થએણ વંદામિ, શબ્દો બોલીને વંદના કરવી તે. માત્ર પ્રણામ મધ્યમ વંદના—'તિખ્ખુતો સૂત્ર, એ પાઠના શબ્દો બોલી વંદના કરવી તે. ઉત્કૃષ્ટ વંદના બાર 'આવર્તન'થી વંદના કરવી તે આ પાઠની ચાર સંપદા છે.

| | |
|---|---|
| ૩ સમ્માણેમિ | સન્માન આપું છું, હે પૂજ્ય |
| કલ્લાણં | કલ્યાણ રૂપ |
| મંગલં | મંગળ રૂપ |
| દેવયં | દેવરૂપ |
| ચેઇયં | જ્ઞાનવંત (એવા આપને) |
| પજ્જુવાસામિ | હું પર્યુંપાસું છું (સેવુંછું આરાધુછુ) |

## પાઠ ૩ જો આલોચના ક્રિયા.

| | |
|---|---|
| ઇચ્છામિ | ઇચ્છુ છું |
| પડિક્કમિઉં | પ્રતિક્રમવાને (નિવારવાને) |
| ઇરિયાવહિયાએ | ચાલવાના પંથને વિષે |
| ૧ વિરાહણાએ | જે વિરાધના તેને વિષે જે આતચાર તેને |
| ૨ ગમણા ગમણે | ગમન આગમનને વિષે |
| પાણક્કમણે | પ્રાણિનાક્રમણ-ઉલંઘવાને વિષે |
| બીયક્કમણે | બીજના ક્રમણને વિષે |
| ૩ હરિયક્કમણે | વનસ્પતિના ક્રમણને વિષે |
| ઓસા | ઠારનું પાણી |
| ઉત્તિંગ | કીડીના દર |
| પણગ | પંચવર્ણી લીલ ફુલ |

| | |
|---|---|
| દગ | કાચું પાણી |
| મટ્ટી | સચેત માટી |
| મકડા, સંતાણા | કરોળીયાના પડ, કરોળીઆની જાળ |
| ૪ સંકમણે | એ સર્વને કચરવામાં |
| જે | જે |
| મે | મેં |
| જીવા | જીવો |
| ૫ વિરાહિયા | વિરાધ્યા હોય |
| એગિંદિયા | એક ઇંદ્રિય (કાયા શરીર) વાળા જીવો |
| બેઇંદિયા | બે ઇંદ્રિય (કાયાને જીભ) વાળા જીવો |
| તેઇંદિયા | ત્રણ ઇંદ્રિય (કાયા જીભ ને નાક) વાળા જીવો |
| ચઉરિંદિયા | ચાર ઇંદ્રિય (કાયા જીભ નાક ને આંખ) વાળા જીવો. |
| ૬ પંચિંદિયાં | પાંચ ઇંદ્રિય (કાયા, જીભ, નાક, આંખ ને કાન) વાળા જીવો. |

૧,૨,૩,૪,૫,૬,૭ આ પાઠની ૮ સંપદા છે. તેમાંથી સાત અહીં ગણાવી આઠમી હવે પછીના પાઠમાં સંબંધ યુક્ત હોવાથી તે સ્થાને દર્શાવી છે.

| | |
|---|---|
| અભિહયા | સામે આવતા હણ્યા હોય |
| વત્તિયા | ધુળે કરી ઢાંકયાં હોય |
| લેસિયા | ધરતી કે ભીંત સાથે મસળ્યા હોય |
| સંઘાઈયા | માંહોમાંહે અથડાવ્યા હોય |
| સંઘટ્ટિયા | સંઘટ્ટાને પમાડયા હોય |
| પરિયાવિયા | પરિતાપ ઉપજાવ્યો હોય |
| કિલામિયા | ગ્લાની પમાડયા હોય |
| ઉદવિયા | ઉદ્‌વિગ્ન (વ્યાકુલ) કર્યાં હોય |
| ઠાણાઓ | એક ઠેકાણેથી |
| ઠાણં | બીજા સ્થાનકે |
| સંકામિયા | મુકયા હોય |
| જીવિયાઓ | જીવિતથી |
| વવરોવિયા | જુદા કર્યાં હોય |
| તસ્સ | તેનું |
| મિચ્છા | મિથ્યા–ખોટું થાઓ |
| મિ | મારે |
| ૭ દુક્કડં | દુષ્કૃત્ય–પાપ |

## પાઠ ૪ થો તસ્સઉત્તરી સૂત્ર

| | |
|---|---|
| તસ્સ | તે (આત્માને) |

| | |
|---|---|
| ઉત્તરીકરણેણં | શ્રેષ્ટ ઉત્કૃષ્ટ કરવાને |
| પાયચ્છિત્ત કરણેણં | પાપનો છેદ કરવાને |
| વિસોહી કરણેણં | વિશેષ શુદ્ધિ કરવાને |
| વિસલ્લી કરણેણં | શલ્ય રહિત કરવાને |
| પાવાણં | પાપ |
| કમ્માણં | કર્મોને |
| નિગ્ઘાયણટ્ઠાએ | ટાળવાને અર્થે |
| ઠામિ | સ્થાપુ છું—કરૂં છું |
| ૮ કાઉસ્સગ્ગં | કાર્યોત્સર્ગ -કાઉસગને |
| અન્નત્થ | અન્યત્ર બીજા (નિચે લખેલા સિવાય |
| ઉસસિએણં | ઉશ્વાસે-ઉંચો શ્વાસ લેવાથી |
| નિસસિએણં | નીચો શ્વાસ મુકવાથી |
| ખાસિએણં | ખાંસી ઉધરસ આવવાથી |
| છીએણં | છીંક આવવાથી |
| જંભાઇએણં | બગાસુ આવવાથી |
| ઉડુએણં | ઓડકાર આવવાથી |
| વાયનિસગ્ગેણં | વા;પવન સરવાથી |
| ભમલીએ | ભમરી ચકરી આવવાથી |
| પિતમુચ્છાએ | પિત્તની મર્છા થવાથી |
| સુહુમેહિં | સુક્ષમ-જરા |
| અંગસંચાલેહિં | અંગ સંચરવાથી |

| | |
|---|---|
| સુહુમેહિં | જરા |
| ખેલ સંચાલેહિં | કફ સંચરવાથી |
| સુહુમેહિં | સૂક્ષ્મ |
| દિઠ્ઠી સંચાલેહિં | દ્રષ્ટિ સંચરવાથી |
| એવ માઈએહિં | એ આદિ |
| આગારેહિં | આગારોથી |
| અભગ્ગો | ભંગ રહિત |
| અવિરાહિઓ | અવિરાધિત |
| હુજ્જ મે | હો મારો |
| કાઉસગ્ગો | કાઉસગ |
| જાવ | જ્યાં સુધી |
| અરિહંતાણું | અર્હંતોને |
| ભગવંતાણું | ભગવંતોને |
| નમુક્કારેણું | નમસ્કારે |
| ન, પારેમિ | ન પાળું–ઓલું |
| તાવ કાયં | ત્યાં સુધી કાયાને |
| ઠાણેણું | એક સ્થાનકે કરી |
| મોણેણું | મૌનપણે |
| ઝાણેણું | ધ્યાને કરી |
| અપ્પાણું | આત્માને (દુષ્ટ આત્માને) |
| વોસિરામિ | તજુ છું. |

( અહિંયા મૌનન્યપણે "ઇરિયાવહિ" । કાઉસગ કરવો, ને પુરો થતાં "નમો અરિહંતાણું" કરી પાંળવો. )

## પાઠ ૫ મો ચતુર્વિંશતિસ્તવ.

---

| | |
|---|---|
| **લોગસ્સ** | લોકના |
| **ઉજ્જોઅગરે** | ઉદ્યોતના કરનાર |
| **ધમ્મતિત્થયરે** | ધર્મ તીર્થના કરનાર |
| **જિણે** | રાગદ્વેષના જીતનાર |
| **અરિહંતે** | અર્હંતોને |
| **કિત્તઇસ્સં** | કીર્તિંશ-કીર્તિ કરીશ |
| **ચઉવીસંપિ** | ચોવીસે એવા |
| **કેવળી ॥૧॥** | કેવળી |
| **ઉસભ** | ઋષભ દેવને |
| **મજિઅંચ** | અજિતનાથને અને |
| **વંદે** | વંદુ છું |
| **સંભવ** | સંભવનાથને |
| **મભિણંદણંચ** | અભિનંદન સ્વામીને અને |
| **સુમઇચ** | સુમતિનાથને અને |
| **પઉમપ્પહં** | પદ્મપ્રભુ સ્વામીને |
| **સુપાસં,** | સુપાર્શ્વનાથને |
| **જિણંચ** | રાગદ્વેષના જીતનાર અને |

| | |
|---|---|
| ચંદપ્પહં | ચંદ્રપ્રભ સ્વામીને |
| વંદે ॥૧॥ | વંદુ છું. |
| સુવિહં ચ | સુવિધિનાથ સ્વામીને |
| પુપ્ફદંતં | પુષ્પદંત સ્વામીને |
| સીઅલ | શીતલનાથ સ્વામીને |
| સીજ્જંસ | શ્રેયાંસનાથ સ્વામીને |
| વાસુપુજ્જં ચ | વાસુપૂજ્ય સ્વામીને અને |
| વિમલ | વિમળનાથને |
| મણંતં ચ | અનંતનાથને અને |
| જિણં | રાગ દ્વેષના જીતનારને |
| ધમ્મં | ધર્મનાથને |
| સંતિં ચ | શાન્તિનાથને અને |
| વંદામિ. ॥૩॥ | વંદુ છું. |
| કુંથું | કુંથુનાથને |
| અરં ચ | અરનાથ સ્વામીને |
| મલ્લિં | મલ્લિ ભગવતીને |
| વંદે | વંદુ છું |
| મુણિસુવ્વયં | મુનિસુવ્રતને |
| નમિ | નમિનાથ |
| જિણં ચ, | જિનેશ્વરને અને |
| વંદામિ | વંદુ છું |

| | |
|---|---|
| રિટ્ઠનેમિ, | અરિષ્ટ નેમિને |
| પાસં તહ | પાર્શ્વનાથને વળી |
| વધ્ધમાણંચ ॥૪॥ | વર્ધમાન સ્વામીને |
| એવં મએ | એ પ્રકારે મેં |
| અભિથુઆ, | સ્તુતિકરી |
| વિહુય | ટાળ્યા છે (જેમણે) |
| રયમલા | રજ મેલ (કર્મરૂપી) |
| પહીણ | (તેમજ) ખપાવ્યા છે (જેમણે) |
| જર મરણા | જરા મરણ |
| ચઉવી સંપિ | એવા ચોવીસે |
| જિણવરા | જીનેશ્વર |
| તિત્થયરા મે | હે! તિર્થંકરો મુજને |
| પસીયંતુ. ॥૫॥ | પ્રસન્ન થાઓ. |
| કિત્તિય | કીર્ત્યા |
| વંદિય | વાંદ્યા |
| મહિયા | પુજ્યા |
| જે, એ | જે, આ |
| લોગસ્સ | લોકમાંહિ |
| ઉત્તમા સિધ્ધા, | ઉત્તમ સિદ્ધ થએલા છે |
| આરૂગ્ગ | રોગ રહિત (મોક્ષ તેના અર્થે) |
| બોહિલાભં, | બોધ (સમ્યકત્વ-લાભ) ને |

| | |
|---|---|
| સમાહિવર | (અને) સમાધિ શ્રેષ્ઠ |
| મુત્તમંદિંતુ ॥૬॥ | ઉત્તમ દ્યો. |
| ચંદેસુ | ચંદ્રોથી |
| નિમ્મલયરા | (ઘણા) નિર્મળ |
| આઇચ્ચેસુ | (ને) સૂર્યોથી |
| અહિયં | અધિક |
| પયાસયરા | પ્રકાશ કરનાર |
| સાગર વર | (સ્વયંભુરમણ) સમુદ્રથી (પણ) |
| ગંભીરા | ગંભીર એવા |
| સિદ્ધા સિદ્ધિં | હે! સિદ્ધ પરમાત્માઓ મોક્ષ-પદ |
| મમ દિસંતુ. ॥૭॥ | મને દો. |

(અહીં ઉભા થઇ આસનથી નીચે ઉતરી બે હાથ જોડી ગુરૂને ત્રણવાર વંદના કરી સામાયિકની આજ્ઞા માગવી. ગુરૂ ન હોય તો પ્રથમ પ્રમાણે પૂર્વ કે ઉત્તર દિશા તરફ મુખ રાખી શ્રી "સીમંધર સ્વામી,, પાસે આજ્ઞા માગવી)

# ચોવીસ તીર્થંકરોની જાણવા જોગ હકીકત.

| સં. | તીર્થંકરના નામ | પિતા | માતા | જન્મગામ | લાંછન | શરીરમાન | રંગ | આયુષ્ય |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ઋષભદેવ | નાભિ | મરૂદેવી | અયોધ્યા | વૃષભ | ૫૦૦ ધનુષ | સુવર્ણ | ૮૪ લાખ પૂર્વ |
| ૨ | અજિતનાથ | જિતશત્રુ | વિજયા | અયોધ્યા | હસ્તિ | ૪૫૦ ,, | ,, | ૭૨ ,, |
| ૩ | સંભવનાથ | જિતારિ | સેના | શ્રીવસ્તિ | અશ્વ | ૪૦૦ ,, | ,, | ૬૦ ,, |
| ૪ | અભિનંદન | સંવર | સિધ્ધાર્થા | અયોધ્યા | વાનર | ૩૫૦ ,, | ,, | ૫૦ ,, |
| ૫ | સુમતિનાથ | મેઘરથ | મંગળા | અયોધ્યા | ક્રૌંચ | ૩૦૦ ,, | ,, | ૪૦ ,, |
| ૬ | પદ્મપ્રભ | ધર | સુસીમા | કોસંબી | પદ્મ | ૨૫૦ ,, | રકત | ૩૦ ,, |
| ૭ | સુપાર્શ્વનાથ | સુપ્રતિષ્ઠ | પૃથ્વી | કાશી | સ્વસ્તિક | ૨૦૦ ,, | સુવર્ણ | ૨૦ ,, |
| ૮ | ચંદ્રપ્રભ | મહાસેન | લક્ષ્મણા | ચંદ્રપુરી | ચંદ્ર | ૧૫૦ ,, | શ્વેત | ૧૦ ,, |
| ૯ | સુવિધિનાથ | સુગ્રીવ | રામા | કાકંદી | મગર | ૧૦૦ ,, | ,, | ૨ ,, |
| ૧૦ | શીતલનાથ | દૃઢરથ | નંદા | ભદ્દિલપુર | શ્રીવત્સ | ૯૦ ,, | સુવર્ણ | ૧ ,, |
| ૧૧ | શ્રેયાંસનાથ | વિષ્ણુરાજ | વિષ્ણુ | સિંહપુર | ગેંડો | ૮૦ ,, | ,, | ૮૪ લાખ વર્ષ |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૨ | વાસુપુજ્ય | વસુપુજ્ય | જયા | ચંપા | પાડો | ૭૦ ,, | રક્ત | ૭૨ | ,, |
| ૧૩ | વિમલનાથ | કૃતવર્મ | શ્યામા | કંપિલપુર | ભુંડ | ૬૦ ,, | સુવર્ણ | ૬૦ | ,, |
| ૧૪ | અનંતનાથ | સિંહસેન | સુયસા | અયોધ્યા | સિંચાણો | ૫૦ ,, | ,, | ૩૦ | ,, |
| ૧૫ | ધર્મનાથ | ભાનુ | સુવ્રતા | રત્નપુર | વજ્ર | ૪૫ ,, | ,, | ૧૦ | ,, |
| ૧૬ | શાન્તિનાથ | વિશ્વસેન | અચિરા | હસ્તનાપુર | મૃગ | ૪૦ ,, | ,, | ૧ | ,, |
| ૧૭ | કુંથુનાથ | સૂર | શ્રી | ,, | બકરો | ૩૫ ,, | ,, | ૯૫ હજાર વર્ષ | |
| ૧૮ | અરનાથ | સુદર્શન | દેવી | ,, | નંદાવર્ત | ૩૦ ,, | ,, | ૮૪ | ,, |
| ૧૯ | મલ્લિજિન | કુંભ | પ્રભાવતી | મિથિલા | કુંભ | ૨૫ ,, | નીલ | ૫૫ | ,, |
| ૨૦ | મુનિસુવ્રત | સુમિત્ર | પદમાવતી | રાજગૃહ | કાચબો | ૨૦ ,, | કૃષ્ણ | ૩૦ | ,, |
| ૨૧ | નમિનાથ | વિજય | વપ્રા | મિથિલા | નીલકમલ | ૧૫ ,, | સુવર્ણ | ૧૦ | ,, |
| ૨૨ | નેમિનાથ | સમુદ્ર વિ૦ | શિવા | સૌરિપુર | શંખ | ૧૦ ,, | શ્યામ | ૧ | ,, |
| ૨૩ | પાર્શ્વનાથ | અશ્વસેન | વામા | કાશી | સર્પ | ૯ હાથ | નીલ | ૧૦૦ | વર્ષ |
| ૨૪ | વર્ધમાન સ્વામી | સિદ્ધાર્થ | ત્રિશલા | ક્ષત્રિયકુંડ | સિંહ | ૭ હાથ | સુવર્ણ | ૭૨ | ,, |

## પાઠ ૬ ઠ્ઠો કરેમિભંતે.

દ્રવ્ય થકી સાવદ્ય યોગનાં પચખાણુ—દ્રવ્ય થકી પાપ કારી યોગને ત્યાગ.

ક્ષેત્ર થકી આખા લોક પ્રમાણે-ક્ષેત્રથી સંપુર્ણ લોકમાં (પાપ કારી યોગનો ત્યાગ)

કાળ થકી અંત મુંહુર્તથી જાવ નિયમ સુધી-વખતથી બેઘડીગી માંડી જાવ નિયમ સુધી

ભાવ થકી આઠ કોટીએ—ભાવથી આઠ કોટીથી

| | |
|---|---|
| **કરેમિ ભન્તે સામાઇયં** | કરૂં છું હે! પુજય સામાયિકને |
| **સાવજ્જં, જોગં, પચખામિ** | પાપના યોગને તજું છુ. |
| **જાવ નિયમ પજ્જુવાસામિ** | જ્યાં સુધી નિયમ છે ત્યાં સુધી હું સેવું તે વ્રતને |
| **દુવિહં તિવિહેણું** | બે કરણુને ત્રણુ યોગે કરી |
| **ન કરેમિ ન કારવેમિ** | નકરૂં ન કરાવું 'સાવઘને |
| **મણેણું, વાયાએ, કાયેણું** | મનથી, વચનથી ને કાયાથી |
| **કરંતંપિ અન્નં** | (સાવઘ વ્યાપાર) કરતાં બીજાને |
| **નસમણુ, જાણુામિ** | ન રૂડું જાણું |
| **વાયાએ કાએણું** | વચનને કાયાથી |

| | |
|---|---|
| તસ્સ, ભંતે | તેને-તે સાવદ્યને હે! પૂજ્ય |
| પડિક્કમામિ | પ્રતિક્રમું છું.-નિવર્તું છું. |
| નિંદામિ | નિંદુ |
| ગરિહામિ | વિશેષ નિંદુ છું |
| અપ્પાણં વોસિરામિ | આત્માને (સાવદ્ય—વ્યાપારોથી) તજું છું. |

સામાયક આદર્યા પછી જમણો પગ વાળી ડાબો પગ ઉભો રાખી નીચે પ્રમાણે ત્રણ નમોત્થુણં કહેવાં.)

## પાઠ ૭ મો નમોત્થુણં સૂત્ર.

---

| | |
|---|---|
| નમોત્થુણં, | નમસ્કાર હો. |
| અરિહંતાણં, | અર્હંતોને |
| ભગવંતાણં | ભગવાનોને (તે કેવા છે?) |
| આઇગિરાણં | (ધર્મની) આદીના કરનાર |
| તિત્થયરાણં, | (ચાર) તીર્થના કરનાર |
| સયં-સંબુદ્ધાણં, | પોતાની મેળે, બોધ પામેલા |
| પુરિસુ-તમાણં, | પુરૂષોમાં ઉ-તમ |
| પુરિસ-સીહાણં | પુરૂષોમાં સિંહ સમાન |

| | |
|---|---|
| પુરિસ-વર પુંડરીઆણં, | પુરૂષોમાં શ્રેષ્ઠ-પુંડરીક-કમળ સમાન |
| પુરિસ-વર-ગંધ-હત્થીણં, | પુરૂષોમાં શ્રેષ્ઠ ગંધ હસ્તિ સમાન |
| લોગુત્તમાણં, | લોકને વિષે ઉત્તમ |
| લોગ-નાહાણં, | લોકના નાથ |
| લોગ-હિઆણં, | લોકના હિતસ્વી |
| લોગ-પઇવાણં, | લોકના દીવા સમાન |
| લોગ-પજ્જોઅગરાણં, | લોકમાં પ્રદ્યોત-પ્રકાશ કરનારા |
| અભય-દયાણં, | અભય દેનાર |
| ચક્ખુ-દયાણં, | (જ્ઞાન) ચક્ષુ દેનાર |
| મગ્ગ-દયાણં, | (મોક્ષ) માર્ગ આપનાર |
| સરણ-દયાણં, | શરણના આપનાર |
| જીવ-દયાણં, | [સંયમ] જીવિતના દેનાર |
| બોહિ-દયાણં, | બોધ-સમ્યકત્વના દાતા |
| ધમ્મ-દયાણં, | ધર્મના દાતા |
| ધમ્મ-દેસઆણં, | ધર્મના ઉપદેશક |
| ધમ્મ-નાયગાણં, | ધર્મના નાયક |
| ધમ્મ-સારહિણં, | ધર્મ [રથના] સારથી |
| ધમ્મ-વર-ચાઉરંત | ધર્મને વિષે ઉત્તમ ચાર ગતિનો અંત કરનાર |

| | |
|---|---|
| ચક્કવટ્ટીણં | ચક્રવર્તિ સમાન |
| દીવો–તાણં | દીપ–બેટ સમાન રક્ષણ કરનાર |
| સરણં–ગઇ–પઇટ્ઠાણં | શરણરૂપ-ગતિરૂપ-આધારરૂપ |
| અપ્પડિહય–વર–નાણ- | ન હણાય તેવું શ્રેષ્ઠ જ્ઞાનને |
| દંસણ–ધરાણં | દર્શન ધારણ કરનારા |
| વિઅટ્ટ–છઉમાણં | છદ્મસ્થ અવસ્થા રહિત |
| જિણાણં | રાગ દ્વેષના જીતનાર |
| જાવયાણં | (બીજાને) જીતાવનાર |
| તિન્નાણં | (સંસાર સમુદ્ર) તરી ગયેલા |
| તારયાણં | બીજાને તારનાર |
| બુદ્ધાણં | બોધ પામેલા |
| બોહિયાણં | બોધ આપનાર |
| મુત્તાણં | મુકત થએલા |
| મોઅગાણં | મુંકાવનાર |
| સવ્વન્નુણં | સર્વજ્ઞ |
| સવ્વ-દરિસીણં | સર્વદર્શી (તેમને) |
| સિવ | નિરૂપદ્રવ |
| મયલ | અચળ |
| મરૂય | રોગરહિત |
| મણંત | અંત રહિત |
| મક્ખય | નાશ રહિત |

| | |
|---|---|
| અવ્વાબાહ | પીડા રહિત |
| અપુણરાવિત્તિ | (સંસારમા) ફરી ન આવનાર |
| સિદ્ધિગઈ-નામધેયં- | સિદ્ધિગતિ એવા પ્રશસ્ત નામવાળા |
| ઠાણું-સંપ-ત્તાણું; | સ્થાનને પામેલાઓ તેમને |
| નમો-સિધ્ધાણું | નમસ્કાર એવા સિદ્ધ પરમાત્માને |

## બીજું નમોથ્થુણં.

| | |
|---|---|
| નમોથ્થુણં ॥૧॥ | નમસ્કાર હો. |
| અરિહંતાણં ॥૨॥ | અર્હંતોને |
| ભગવંતાણં ॥૩॥ | ભગવંતોને |
| જાવ સિદ્ધિગઇ, નામધેયં ।૫૧। | યાવત્ સિધ્ધિગતિ એવા પ્રશસ્ત નામવાળા |
| ઠાણં, સંપાવિઉ કામાણં | સ્થાનને પામવાના ઇચ્છક તેમને |
| નમો જીણાણં | નમસ્કાર એવા જીનોને |

## ત્રીજું નમોત્થુણં.

| | |
|---|---|
| **નમોત્થુણં** | નમસ્કાર હો |
| **મમધમ્મ આયરિયસ્સ** | મારા ધર્માચાર્યને |
| **મમધમ્મ ઉવદેસિયસ્સ** | મારા ધર્મ ઉપદેશકને |
| **જાવ, સંપાવિઉ કામસ્સ** | યાવત્ (મોક્ષ) પામવાના ઇચ્છકને |

## સામાયકપાળવાનોવિધિ પાઠ ૧ લો.

| | |
|---|---|
| **એઅસ્સ** | એવા |
| **સામાઇયવ્વયસ્સ** | સામાયક વ્રતના |
| **પંચ, અઇયારા** | પાંચ, અતિચાર |
| **જાણીયવ્વા** | જાણવા |
| **ન, સમાયરિયવ્વા** | ન સમ્યક આચરવા |
| **તં, જહા તે આળોઉં** | તે જેમ તેમ આળોવું છું |
| **મણદુપ્પણિહાણે** | મન ખરાબ રીતે પ્રવર્ત્યું હોય. |
| **વયદુપ્પણિહાણે** | વચન ખરાબ રીતે બોલાયું હોય |

| | |
|---|---|
| કાયદુપ્પણિહાણે | કાયા ખરાબ રીતે પ્રવર્તિ હોય |
| **સામાઇયસ્સ સઇ અકરણયા** | સામાયિક છતાં નથી એવું શુન્યપણું હોય |
| **સામાઇયસ્સ અણવટ્ઠીયસ્સ કરણયા** | સામાયિક પુરો વખત થયા વિના પાળી હોય |
| **તસ્સ, મિચ્છામિ, દુક્કડં** | તે મિથ્યા થાઓ મારૂં પાપ |

## પાઠ ૨ જો.

---

| | |
|---|---|
| **સામાઇયં** | સામાયિક |
| **સમકાએણું** | સમકાયે કરી |
| **ફાસિયં** | ફરસ્યું |
| **પાલિયં** | પાળ્યું |
| **સોહિયં** | શુદ્ધતાને પમાડયું |
| **તિરિયં** | પાર ઉતાર્યું |
| **કીટ્ટિયં** | કીર્તના યુકત કર્યું |
| **આરાહિયં** | આરાધ્યું |
| **આણાએ, અણુપાલિયં** | આજ્ઞા પ્રમાણે પાળ્યું |
| **ન ભવઇ** | (છતાં બરાબર) ન થયું હોય |
| **તસ્સ મિચ્છામિ દુક્કડં.** | તે પાપ મારે મિથ્યા થાઓ |

## પાઠ ૩ જો.

સામાયિકમાં દશ મનના, દશ વચનના ને બાર કાયાનાં આ બત્રીસ દોષ માંહેનો જે દોષ લાગ્યો હોય તે મિચ્છામિ દુક્કડં.

## પાઠ ૪ થો.

સામાયિકમાં સ્ત્રી કથા, ભત્તકથા, દેશ કથાને રાજ કથા આ ચાર કથા માંહેની કોઇ કથા કરી હોય તો તે મિચ્છામિ દુક્કડં.

## પાઠ ૫ મો.

સામાયિક વિધિએ લીધું, વિધિએ પાળ્યું, વિધિ કરતાં અવિધિ થઇ હોય તો મિચ્છામિ દુક્કડં.

## પાઠ ૬ ઠો.

**સામાયિકમાં** સામાયિકમાં

| | |
|---|---|
| અતિક્રમ | ન આદરવા યોગ ચીજનું ચિંતવન કર્યું હોય, |
| વ્યતિક્રમ | તે વસ્તુ સામે જવાયું હોય |
| અતિચાર | તે વસ્તુ ગ્રહણ કરી હોય |
| અણાચાર | તે વસ્તુ ભોગવી હોય (તેમાં) |

જાણતાં અજાણતાં મન, વચનને કાયાએ કરી કોઈ દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડં.

## પાઠ ૭ મો.

સામાયિકમાં પદ, અક્ષર, કાનો, માત્રા, મીંડું, હ્રસ્વ, દીર્ઘ, ઓછો, અધિક ભણાણો હોય તો તે મિચ્છામિ દુક્કડં.

( ઉપરની વિધિ પ્રમાણે સામાયિક પાળી પ્રથમ કહ્યાં છે તે ત્રણ નમોથ્થુણં કહેવાં. )

## ૧

# આવશ્યક વિષે વિચાર.

---

### આવશ્યક કરવું કોણે ઉપદેશ્યું ને તે શા માટે?

મનુષ્યોએ જીવન નિર્વાહ માટે અનેકધા પ્રવૃતિઓ ખડી કરી છે. તે પ્રવૃતિઓમાં તેઓએ જીવનને એટલું બધું ઓતપ્રોત કરી નાખ્યું છે કે તેથી વિશેષ હવે કાંઇ ન હોય તેમ તેઓ તેમાં રસબસ થઇ ગયા છે. પણ મનુષ્યમાં બુદ્ધિ ઉત્પન્ન થઇ છે. તે બુદ્ધિથી કોઇ કોઇ વ્યક્તિ વિચાર શાળામાં આવીને વિચારે છે ત્યારે તેને કંઇ આંતર સ્ફુરણા થાય છે. મનુષ્ય જીવનમાં આંતર સ્ફુરણા એ છૂપી શક્તિ છે. આ છૂપી શકિત સૌ કોઇના જીવનમાં છૂપી રહેલી હોય છે. પણ જ્યારે તે શક્તિ કોઇ જીવનમાં આવિર્ભાવ પામે—જાહેરમાં આવે છે. ત્યારે તે જીવનમાં કોઇ દૈવી પ્રકાશ હોય તેમ જળહળે છે. આ પ્રકાશ અતીન્દ્રિય જ્ઞાનનું એક કિરણ છે. આ કિરણથી ક્રમે ક્રમે જીવ-ચેતન અતીન્દ્રિય જ્ઞાનને પામે છે. આ અવસર્પિણી કાળમાં આ કિરણનો આવિર્ભાવ મનુષ્ય વ્યક્તિઓના-એક પછી એકમાં જીવનનો વિકાશ વધતાં વધતાં પ્રથમ શ્રી ઋષભદેવમાં થયો. આ આંતર સ્ફુરણા કે કિરણથી શરીર વિષે, ને તેની સાથે સંકળાએલી પ્રવૃતિયો વિષે તેમણે વિચાર કર્યો. પછી જગત-જીવ-કર્મને મોક્ષ વિષે એક પછી એક વિચારો એ વિચારકના હૃદયમાં

સ્ફુરવા લાગ્યા. એ વિષે વધારે સ્પષ્ટ જાણવા માટે તેમણે યોગ, તપ, કષ્ટ, ને અનુષ્ટાનો શરૂ કર્યા. અતીન્દ્રય-પૂર્ણ-જ્ઞાન (કેવળજ્ઞાન) આ પ્રયત્નથી તેમણે મેળવ્યું. જગતમાં સૌ જીવો પોતાના સમાન છે, પણ કર્મવશ છે તે તેમણે જોયું. કર્મ મુકત થાય તો મારી માફક તેઓ સર્વ સંપૂર્ણ સુખ-નિર્વાણ પામે. એ નિશ્ચય કરી તે પ્રભુએ ધર્મ સંઘ સ્થાપ્યો ને સ્ત્રી પુરૂષ બન્નેને ધર્મ સંઘમાં દાખલ કર્યા. બન્નેને સર્વ ત્યાગ ને દેશ ત્યાગ એમ બે સ્થાનમાં તે ઓની યોગ્યતા પ્રમાણે તે પ્રભુએ ગોઠવ્યા. જ્ઞાન દર્શન ને ચારિત્રથી બન્નેને આરાધકતા તેમણે દર્શાવી. જ્ઞાન દર્શન ને ચારિત્રને આરાધતા તેઓને સ્ખલના થવાના સંયોગો-કારણો તે પ્રભુએ જોયા. સંયોગો કે કારણો જગતમાં પ્રવર્તિ રહ્યા છે તે ખસેડી શકાય તેમ નથી, પણ તે કારણોથી સ્ખલના પામતા સંઘને સુધારી લેવાનો ઉપાય પ્રભુએ જોયો. તેથી સંઘના હિત માટે-દોષથી છોડાવવા માટે તેના ઉપાય રૂપ આવશ્યકક્રિયા તેમણે ઉપદેશી. એટલે જરૂર તે ચાર તીર્થોએ આવશ્યક કરવું જોઇએ. આ ઉપદેશ પદ્ધતિ રૂષભદેવ પ્રભુએ જેમ પોતાના શાસનમાં ઉપદેશી તેમ શ્રીમાન મહાવીરે પોતાના શાસનમાં ઉપદેશ પધ્ધતિ ચારે તીર્થ માટે શરૂ કરી. એટલે તે કાળે જે કલ્પ વ્યવસ્થા મનુષ્ય સ્વભાવના કારણો જોઇ તેમણે કરી તેવી કલ્પ વ્યવસ્થા શ્રી મહાવીરને કરવી પડી. મધ્યકાળના બાવીસ તીર્થંકરોને તેવી કલ્પ વ્યવસ્થા કરવી પડી નથી. એટલે ચરમ તીર્થંકર શ્રીમાન મહાવીરે આ કાલ—ક્ષેત્રસ્થિત ચારે તીર્થોને તેઓના સંયોગ વશ કારણો જોઇ

આવસ્યક ક્રિયા કરવી. વિચારી ને આવશ્યક ક્રિયા સાયંકાળ ને પ્રાતઃકાળ થતાં કરવા કહ્યું.

## આવશ્યક ક્રિયા કોને કહેવી.

આવસ્યક ક્રિયા એટલે અવશ્ય કરવા યોગ્ય પ્રવૃત્તિ એ અર્થ છે છતાં જનતા આજે પોતપોતાના સ્વભાવની રૂચિ પ્રમાણે તે વસ્તુ ખેંચી લઇ તેના અર્થનો ઉપયોગ કરે છે. જેમ એકને દંતધાવન સ્નાન સ્ત્રી સુખ-વગેરેમાં પ્રવૃત્તિ કરવી અવસ્ય લાગે છે જયારે બીજાને તેથી વિરૂદ્ધ-તેના ત્યાગ ભણી પ્રવૃત્તિ કરવી ઇષ્ટ લાગે છે. આમ ભિન્ન ભિન્ન વ્યક્તિઓ જુદા જુદા અર્થ કરે પણ વસ્તુ એ છે કે આ આવસ્યક ક્રિયા કરવી તે બાહ્ય દ્રષ્ટિએ નહી પણ આધ્યાત્મિક દ્રષ્ટિએ કરવી કહી છે. જીવો સહજે બાહ્ય દ્રષ્ટિથી વિષય સુખ ભણી વળી ગયા છે. એટલે તેની દ્રષ્ટિ તેને ભલે અવસ્ય કરવા યોગ્ય પ્રવૃત્તિ ગણી લે, પણ જ્ઞાનીઓનો આશય તેથી વિમુખ કરી હમેશાં આંતર દ્રષ્ટિ ભણી જીવોને દોરી જઇ નિર્વાણ સ્થળે પહોંચાડવાનો છે જ્ઞાન દર્શન ને ચારિત્ર (કે દેશ ચારિત્ર) માં દિવસ દરમીયાન સ્ખલના પામતા સંયમ ધારી કે સુવ્રત ધારી જીવો દિવસના છેવટે સાંયંકાળે આવસ્યક ક્રિયા કરે-અવસ્ય કરેલી પ્રવૃત્તિ તપાસી લે, ને રાત્રી દરમીયાન થએલી પ્રવૃત્તિનો ખ્યાલ કરી રાત્રીના છેવટે-પ્રાતઃકાળે વિચારી જુએ આમ કરવું એ જ્ઞાનીઓની ઉદ્‌ઘોષણા છે.

# આવશ્યક વિષે આજની પ્રવૃત્તિ.

આ પ્રવૃત્તિ આજે જૈન દર્શનની બે મોટી શાખાઓ શ્વેતાંબર દિગંબર તરીકે વર્તમાન છતાં દિગંબર સંપ્રદાયમાં બહુધા લુપ્ત પ્રાયઃથઇ છે એટલે કે નાશ પામી છે. વસ્તુ એ છે કે તેમાં મુનિ પરંપરા, તેનું મંડલ તેની વ્યવસ્થા વગેરે જણાતાં નથી. શ્રાવક વર્ગમાં તે ક્રિયા (આવશ્યક ક્રિયા) નો સ્વીકાર રહ્યોજ નથી. આજે ને આજ સુધીમાં તે પ્રવૃત્તિ શ્વેતાંબર સંપ્રદાયમાં મુનિને શ્રાવક વર્ગમાં ચાલુ છે. એટલે બન્ને વર્ગ આવશ્યક ક્રિયા કરવાને માન આપી રહ્યા છે. શ્વેતાંબર સંપ્રદાય પણ આજે મૂર્તિપુજક ને અમૂર્તિપુજક (ચૈતન્યપુજક) એમ બન્ને વિભાગમાં વહેંચાઇ ગયો છે, તથાપિ બન્ને સંસ્થામાં આવશ્યક ક્રિયાની પ્રવૃતિ સચવાઇ રહી છે. સાધુ મંડલમાં સાયંકાળે ને પ્રાતઃકાળે આવશ્યક ક્રિયાની અવશ્ય પ્રવૃત્તિ દેખાય છે તેવી પ્રવૃત્તિ શ્રાવક વર્ગમાં જણાતી નથી. સામાન્ય તિથિ કે દિવસોમાં ગણ્યા ગાંઠ્યાજ શ્રાવકો એ પ્રવૃત્તિ કરે છે. પણ બન્ને વખત કરતા હોય તેવા તેમાંથી પણ ઓછા હોય છે. હા એ ખબર છે કે વાર્ષિક (સાંવત્સરિક) કે મોટા દિવસોમાં બાળક બાલિકા મોટા નાના સૌ એ પ્રવૃત્તિ કરવા જોડાય છે. એટલે આવશ્યક કરવાની પ્રવૃત્તિ બન્ને વર્ગમાં એટલે કે સાધુઓમાં સ્થાયી ને શ્રાવકમાં વિરલ રૂપે છે- પણ આ બાહ્ય દ્રષ્ટિએ જો કરાતી હોય તો તે દ્રવ્ય આવશ્યક ક્રિયા છે. જો આંતર વિચાર એ આવશ્યક ક્રિયામાં બરાબર રહેતો હોય તો તે ભાવ

આવશ્યક છે. ઘણી વખત લોકો બાહ્ય ક્રિયાને કરવા રૂપ ગણી કરી રહ્યા છે પણ જ્ઞાની પુરૂષો આ પદ્ધતિને વજુદ આપતા નથી. સ્પષ્ટ ને શુધ્ધ ઉચ્ચાર સાથે બરાબર વિધિ પુર્વક આવશ્યક થતું હોય પણ અંતરાત્મા જો તેમાં જોડાયો નથી તો તે દ્રવ્ય આવશ્યક છે. ને જ્ઞાનીઓનું જે કથન છે તેથી તે શૂન્ય છે. આવશ્યક કરવાને જ્ઞાનીઓએ જરૂરીઆત સમજાવી છે તે દ્રવ્યની સર્વ વિધિ સાચવવા ઉપરાંત ભાવ (ઉપયોગ) ને તેમાં ઓતપ્રોત કરી દેવો તો તે ભાવ આવશ્યક છે. ને આમ આવશ્યક કરવું એ જ્ઞાનીની આજ્ઞા છે.

## આવશ્યક કરવાથી શું ફાયદો ?

આ સ્થળે એક વાત ખાસ કહેવી જોઇએ કે આજે આવશ્યક કરનારે, કરનારની પધ્ધતિ, આવસ્યકની ભાષા, ને તેની વસ્તુની સાંકળ વગેરે ઉપર સુજ્ઞ કે ઇતર તરફથી આક્ષેપ થતા જણાય છે. આ બધા વિષે ખુલાસો જોઇએ તેટલો થવાને આ સ્થાને અવકાશ નથી. હંમેશાં આવસ્યક કરવું ને તે ભૂલ ફરી ફરી કરવી એ હાસ્યનું આસ્પદ (સ્થાન) છે. એ જતું કરી શકાય તેમ નથી. પણ રહસ્ય એ છે કે મનુષ્ય સ્વભાવથી જે જે ભુલો થવા સંભવ છે, ને થાય છે, તે તે ભૂલો આવસ્યકના મૌલિક (મૂળ) સુત્રોમાં જ્ઞાનીઓએ પોતે બતાવી છે ને "મિચ્છા મિ દુક્કડં" લેવા કહ્યું છે. વળી તેજ સુત્રો ફરી ફરી સાંજે ને સવારે કહેવામાં આવે છે, જેમકે ઉસુત્તો ઉમગ્ગો

અકલ્પો વગેરે (. સૂત્ર વિરૂધ્ધ થયું હોય, માર્ગ વિરૂધ્ધ હોય, અકલ્પનીય કર્યું હોય ) આ બધું દરરોજ ને દરરોજ આવસ્યક વખતે આલોચવામાં આવે છે તો તેનો અર્થ શું ? આથી આક્ષેપ કરનારે સમજવું જોઇએ કે જ્ઞાનીઓના કથનમાં કંઈક ઉંડાણ છે. પણ બાહ્ય (વિરોધ) દ્રષ્ટિથી એ વાત સમજવામાં આવતી નથી. જ્ઞાનીઓએ મનુષ્ય સ્વભાવ તેના સંયોગ ને તેના કારણો ઘણા વખત પહેલાં જોઇ લીધા છે. આથી એ કહેવાનો આશય નથી કે પુનઃ પુનઃ કાંકરા નાખી હાંલ્લા ફોડી તેણે મશકરીથી મિચ્છા મિ દુક્કડં કહેવું. ને ઉપરાંત તેણે ધૃષ્ટતા કરી હુશીયારી બતાવવી. પણ વસ્તુ એ છે કે મનુષ્ય વર્ગથી ફરી ફરી ભુલ થવા સંભવ છે ને થાય છે આ વાતમાં શંકાને સ્થાન નથી. ત્યારે પ્રશ્ન એ છે કે જો એમજ છે ને ભૂલ થાય છે તો પછી આવસ્યક શાને કરવું જોઇએ ? ઉતર એ છે કે ભુલ કરવી એ અર્થ નથી પણ ભૂલ થઇ તો જેનો આત્મા અંતર્મુખ છે, જેણે જ્ઞાનીઓની આજ્ઞા વિચારી છે, જ્ઞાનીઓના કથન પ્રમાણે સત્યાસત્યને ન્યાયાન્યાયનું જેને ભાન છે-તુલના છે ને આત્માને કર્મનો ભેદ-પરિણામ જેણે જાણ્યા છે તે આવસ્યક કરે છે તેને કરવું ઘટે છે. જ્યાં સુધી બહિર્દષ્ટિ છે. અંતરાત્માની પ્રતીતિ નથી. પોતાના કાર્યાકાર્ય માટે વિવેક નથી. જ્ઞાનીઓની આજ્ઞાને માટે વિચાર હિમ્મત નથી તે વ્યક્તિ ગમે તે કરે ને બોલે.

---

# આવશ્યકના ભેદ ને સમજણ

અધ્યાત્મિક દૃષ્ટિએ વિચારીએ તો આવસ્યક એ જ્ઞાનને ક્રિયા ઉભયનું મૂળ છે. ને બન્ને (ઉભય) નું પરિણામ છે. એટલે સંપૂર્ણ શાન્તિનું વ્હેણ ને ઝરો જ્ઞાનીઓએ જોયાં છે. એ આવયકના ૭ વિભાગ કે ભેદ આ પ્રમાણે છે ૧ સામાયિક ૨ ચતુર્વિંશ સ્તવ. ૩ વંદન. ૪ પ્રતિક્રમણ. ૫ કાર્યોત્સર્ગ. ૬ પ્રત્યાખ્યાન. આજે જન સમુદાય આવસ્યક ને પ્રતિક્રમણ કહે છે પણ તેમણે જાણવું જોઇએ કે પ્રતિકમણ એક આવસ્યકનો ભાગ છે. પ્રતિક્રમણ આવસ્યકમાં સમાઇ જાય છે; પણ આવસ્યક પ્રતિક્રમણમાં આવી શકતું નથી.

**૧ સામાયિક**—રાગ દ્વેપને વશ થયા વિના સમભાવમાં વર્તવું. શાન્તને મધ્યસ્થ ભાવમાં જીવન ( હૃદય વ્યપાર ) ને પ્રવર્તાવવું, સામાયિક ત્રણ પ્રકારે છે. સમ્યકત્વ, શ્રુત, ને દેશવિરતિ કે સર્વ વિરતિ સામાયિક.

**૨ ચતુર્વિંશ સ્તવ**—ચોવીસ તીર્થંકરોનું સ્તવન ઘણો હર્ષ ને (ઉલટ) ભાવ લાવી કહેવું. કારણ એ ભાવ સ્તવન છે.

**૩ વંદનક**—મન વાણી ને શરીરના સર્વ વ્યાપારથી પૂજ્ય ગુરૂ, આચાર્ય સ્થવિર કે ઉપાધ્યાયને વંદન કરવું જેઓ દ્રવ્ય ને ભાવ બન્ને રીતે ગુણ સંપન્ન છે. આદર્શ રૂપ છે તેમના પ્રતિ બહુ માન લાવી ગુરૂ નજીક દાખલ થવામાં પોતાના અવિવેક અશાતના દોષો ટાળી અહોભાવ કરવો.

**પ્રતિક્રમણ**—અશુભ યોગમાં આગળ વધી જવાયું હોય તો પાછા વળવું. પ્રમાદ વશ–ભૂલ વશ થઇ, નિંદા-ગર્હા જેવાં સ્થાનમાં ચાલી જવાય, તો તે સ્થાનને ફરી ફરી નિંદી–ગર્હી પાછા શુભ યોગમાં આવવું તે પ્રતિક્રમણ છે [૧]મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય ને અપ્રશસ્ત યોગનું પ્રતિક્રમણ કરવું. કારણ એ પાંચે જીવને સંસારના વર્ધક–વધારનાર છે. જીવ તેમાંજ ડુબી ગયો છે, ને તેમાંજ ખુશી થઇ રહ્યો છે. તે વાત આ પ્રતિક્રમણમાં સંભારી સંભારી પાપ-બંધનથી મુક્ત થનાર વ્યક્તિએ આલોચવી જોઇએ. જ્ઞાન દર્શન ને ચારિત્ર આ ત્રણ પદાર્થ મોક્ષના સાધક છે. તો તેમાં થએલા અતિચાર-દોષ તેણે સંભારવા જોઇએ. પછી વ્રતમાં થયેલા ભંગાણ–છીદ્રોને સદ્-ગુણોથી ઢાંકવા જોઇએ ને સમિતિ ગુપ્તિમાં ઉપયોગને તેણે મેળવવો. શાન્તપણે ઉલ્લાસ લાવી પ્રભુ, આચાર્ય, ગુરૂ વગેરેના સમીપ હૃદયથી તેણે આલોચનાને ધકાવી હૃદય-આંતરથી આલોચક–પશ્ચાતાપ કરનાર પ્રભુને ને કોઇ પણ ને ગમે છે. ને તે પાપથી હળવો મુકત થાય છે.

**કાયોત્સર્ગ**—શરીરનો વ્યાપાર-પ્રવૃત્તિ ત્યાગ કરી અંતર આત્મા સાથે પ્રભુની આજ્ઞા પછી તે જરૂર વિચારે ધર્મધ્યાન સંબંધી વિચારણા તે વખતે હૃદયમાં ઉદ્ભવે. આર્ત, રૌદ્રધ્યાન

---

૧ આ પાંચ પ્રતિક્રમણ મુળ પુસ્તકોમાં છે, પણ દૈવસિક. રાત્રિક, પાક્ષિક, ચાતુર્માસિક ને સાંવત્સરિક આ મુળ પુસ્તકમાં નથી. વિશેષ વિવેચન અહિં અસ્થાને છે.

નો ખ્યાલ ન થાય. અતીત ચાલુ—વર્તમાન કાળના દોષોની સ્મૃતિ તે વખતે હૃદયમાં આવે છે. પોતાની ભુલ આદર્શની જેમ હૃદયમાં સમજાય છે. શકટ પરથી ભાર ખસે તેમ જીવ કર્મથી હળવો થાય છે.

**પ્રત્યાખ્યાન**—ત્યાગ કરવો તે પ્રત્યાખ્યાન છે. દ્રવ્ય ને ભાવ એમ બે પ્રકારે ત્યાગ થાય છે. દ્રવ્યમાં ચારે આહાર, વસ્ત્ર વગેરે ચીજનો ત્યાગ કરવો જોઇએ. ભાવમાં અસંયમ અજ્ઞાન કષાય વગેરે આંતર દુઃખદ વસ્તુનો ત્યાગ કરવો. આમ છ આવશ્યક આંતર ભાવે કરવાથી જીવ હળવો થાય છે.

## છ આવશ્યકનો સંબંધ

છ આવસ્યક આમ શા હેતુથી ગોઠવાયાં હશે એ વાત જાણવાની જરૂર છે. જીવને. પ્રથમ સમભાવ—શાન્તભાવ રૂપ સામાયિક આવે તો ચોવીસ જીનવરની સ્તવના કરવા પ્રેમ (ઉલ્લાસ) આવે. પછી ગુરૂ આગળ પચીસ આવર્તન આપી વિનમ્ર ભાવ કરે. સંપૂર્ણ ને સત્ય ગુણે યુકત ને આદર્શરૂપ તીર્થંકરને શુદ્ધ ધર્મોપદેશક પંચ મહાવ્રત ધારક પુરૂષની કિમ્મત આંકે ને ભકિત ન કરે તો પછી પ્રતિક્રમણનો અર્થ શો ? તાત્પર્ય એ છે કે સમભાવમાં આવી તીર્થંકરને ગુરૂની ભકિત યથારૂપ કરી પછી તિક્રમણ ( ચતુર્થ આવસ્યક ) કરનારને કરવું ઘટે. એટલે પછી તેણે પ્રતિક્રમ ક્રિયાની આલોચના યથા વિધિ કરી કાયોત્સર્ગ કરવો. જેમાં તેને બધી સ્મૃતિ ( યાદી )

પ્રથમ ને પછી ન પ્રસંગ—કાર્યની આવે છે. પછી ત્યાગભાવ-પ્રત્યાખ્યાન કરવા તેની વૃત્તિ થાય છે.

## આવશ્યક કયું કેટલું અને કોણે કર્યું ?

આજે શ્વેતાંબરની બન્ને સંસ્થામાં આવશ્યક સૂત્ર પરથી આવશ્યક ક્રિયા ઉભય (સાયં ને પ્રાત:) કાળે કરવામાં આવે છે અને આવશ્યક સૂત્રને માન આપે છે. પણ બન્નેમાં ને તેમના અનેક નાના નાનાં ફિરકાઓમાં આવશ્યક ક્રિયા કરવામાં ન્યુનાધિક આવશ્યક સૂત્રના સૂત્રો બોલવામાં આવે છે. આથી સમજી શકાય તેમ છે કે આવશ્યક એક નથી. આવશ્યક જુદા જુદા રીતે જુદી જુદી સંસ્થામાં વહેંચાઈ ગયું છે મૂર્તિપૂજકોમાં આવશ્યક સૂત્રો ને તેને અંગે જે જે સૂત્રો ચાલે છે. તે અમૂર્તિપુજકોમાં ચાલતા નથી, મૂર્તિપુજકોમાં પણ જુદે જુદે સ્થળે સ્તુતિ (થુઇ) કાયોત્સર્ગ વગેરે વગેરે પ્રણાલિકામાં ન્યુનાધિક બોલાય છે તેમ બીજી સંસ્થાના પણ જુદા જુદા મંડલમાં સૂત્રમાં ન્યુનાધિક બોલાય છે આથી સમજાય છે કે આવશ્યક સૂત્ર બીજા અંગઉપાંગ સૂત્ર જે અત્યારે હયાતીમાં બધાની દ્રષ્ટિએ જણાય છે તેમ અક્ષત (ન્યુનાધિક વિનાનું) કે અખંડિત જણાતુ નથી. એટલે શ્રીમાન્ મહાવીરના વખતમાં અને ત્યાર પછીના થોડા વખત—કેટલાક સૈકા સુધીમાં કેમને કયા આવશ્યક સૂત્રો ચાલતા હશે, તે અત્યારે સમજાતું નથી; એટલુંજ નહિ પણ શ્વેતાંબરના (ચાલુ કાળ પહેલાના) આચાર્યોને એ ચોકસ જણાયું નહિ હોય. અન્યથા (તેમ નહિ તો) આજે

બધાઓની પ્રણાલિકા સરખી ચાલતી હોત. છતાં બધાને માન્ય ને બધાયે પોત પોતાના આવશ્યક સુત્રમાં સ્વીકારેલા જે જે સુત્રો છે તેમાં કાંઇ તકરાર કે અસંતોષ નથી. જે સુત્રો મૌલિક (મૂળ) સુત્રો છે એટલે પ્રાચિન છે. આમ પૂર્વાચાર્યોથી સ્વીકારાતા આવે છે. શ્વેતાંબર (મૂર્તિપુજક) પણ જુદા જુદા આચાર્યો એ જે આવશ્યક ક્રિયા શરૂ કરી તેમાંથી પણ લોંકાગચ્છ આચાર્યોએ કાંઇક ફેરફાર કર્યો, તેમાંથી પણ જેમ જેમ ભિન્ન ભિન્ન આચાર્યો થવા લાગ્યા તેમ તેમ તેઓએ તેમાંથી ગળતાં ગળતાં પોતાની દ્રષ્ટિએ (બીજાની નહીં) પ્રમાણ લાગતાં એ આવશ્યકમાં ઘટાડો વધારો કે પછી સુધારો કર્યો. એટલે ઉપરથી જેમ જેમ નીચે આવતા ગયા તેમ તેમ કેટલાકોએ તો માત્ર થોડો ફેરફાર કરી નકલ કરી છે. કેટલાકોએ તો બન્ને બાજુમાં રહેવા કર્યું છે ને કેટલાકોએ તો માત્ર અન્ય સુત્ર ને આવશ્યક સુત્રને સ્પર્શ કરતા સુત્રો રાખ્યા છે. એટલે આજે તો સ્વભાવિક એજ તકરાર કોઈ કોઇ કરી લે છે કે આમ કેમ ને આમ કેમ? પણ મૂળ વસ્તુને સમજવાને તો થોડાજ રસિક હોય છે.

## આવશ્યકના મૌલિક સૂત્રો.

ત્યારે હવે બધાને માન્ય છે. એ સૂત્રો કયા એ ખુલાસો કરી લઇએ. નમ્મુકાર, તિખ્ખુતો, [1]ઇરિયાવહિયં સૂત્ર, તસ્સ ઉત્તરી, લોગસ્સ, કરેમિ ભંતે, નમોત્થુણં, ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં, ઇચ્છામિ ખમાસમણો, ચત્તારિ મંગલં, જ્ઞાન દર્શન

૧ વિદ્વાનો કહે છે ગણધર કૃત છે.

ને ચારિત્ર વિષેની ભાવના, પગામ સિજ્જાએ, પડિક્કમામિ ગોચર ચરિયાએ, પડિક્કમામિ ચાઉકાલં, પડિક્કમામિ એગવિહે, ને નમો ચઉવિસાએ આટલા સુત્રો શ્રમણ-સાધુ સંબંધી છે. પાંચ શ્રમણ સુત્ર સિવાય ઉપરના તમામ સુત્ર, બાર વ્રત ને સંલેખના શ્રાવક ધર્મ માટે છે. આ ઉપરાંત જે જે છે તે ગૌણ છે ને તે ને જેમ સંબંધ કે યોગ્યતા આચાર્યોને લાગી તેમ તેમ તેમણે તે સ્થળે ગોઠવ્યા છે.

## આવશ્યક છે તે અંગ બાહિર છે પણ અંગ પ્રવિષ્ઠ ( દ્વાદશ અંગમાં ) નથી.

ત્યારે હવે એટલી વાત ચોકસ છે કે આજે આવશ્યક સુત્ર અક્ષત (આખું) બધાઓ માન્ય કરે તેવું નથી. છતાં તેને અંગે જે મૌલિક સૂત્રો છે તે તેના છે એમાં શંકા નથી. હવે તે સૂત્રો ના કર્તા કોણ છે એ પ્રશ્ન થાય તો ઉત્તર એ કે તીર્થંકર આવશ્યક અર્થના કર્તા ખરા પણ સૂત્ર (ગ્રંથિત વાકયો) છે તેના તો નહિજ. તેમ ગણધર કૃત પણ એ આવશ્યક નથી, એમ આજના સારા વિદ્વાનો ને પ્રાચીન સમર્થ આચાર્યોનું કથન છે કારણ કે ગણધર કૃત અંગપ્રવિષ્ઠ પુસ્તકો છે પણ અંગ બાહિર પુસ્તકો (સૂત્રો) નથી. ત્યારે કરનાર કોણ એ પ્રશ્ન થાય તો સમાધાન એ કે સુધર્મા ગણધર પછીના સમર્થ મહર્ષિઓના કરેલા એ સૂત્રો છે. જેમ દશવૈકાલિક, ઉપાંગાદિ કે છેદાદિ પુસ્તકો છે. તેમ—

# શ્રાવકના બાર વ્રત વિષે

શ્રમણ આવશ્યક માટે જેમ છે તેમ શ્રાવક આવશ્યક માટે ચોકસ નિર્ધારિક એક પુસ્તક નથી. તોપણ શ્રાવકો માટે સમર્થ આચાર્યોએ જુદા જુદા પુસ્તકમાંથી બારવ્રતને સંલેખના માટે અધિકાર શોધી કાઢયો છે. એટલે અહીં બારવ્ર્ત માટે સહજ લખવા વિચાર ઉપસ્થિત થાય છે. કારણ આ પ્રસ્તાવના શ્રાવક આવશ્યકને અંગે લખવામાં આવી છે એટલે બારવ્રતની વિધિ, કેટલા કારણને યોગે તે વ્રત લઇ શકાય ને તેના અતિચાર આ ત્રણ બાબતો માટે આજે જુદા જુદા સ્થાનમાં ભિન્ન ભિન્ન વ્યાખ્યાઓ થાય છે. થોડા વ્રતની વિધિને તેને આદરવા માટે કરણ યોગો ને સર્વ અતિચાર આજે ઉપાશકદશાંગ સૂત્રમાં મળે છે. પણ સંપૂર્ણ(બારે વ્રતની) વિધિ ને, કેટલા કરણ યોગે પ્રત્યાખ્યાન થાય છે તે નથી. એટલે જે વસ્તુ નથી તેની તકરાર છે ને જે છે તેમાં પણ અભ્યાસ અભાવે ને સંયોગ વશે મત ભેદ છે. આનો ખુલાસો એ છે કે એ માટે સાધન, પ્રથમ અભ્યાસ પછી સૂત્રો (મૂળ પુસ્તકો) છે. ને તે ન હોય તો ઉતરતા ઉતરતા પૂર્વાચાર્ય કથિત ગ્રંથ કે વિચાર છે. જો આમ નથી ને સ્વછંદ છે તો પછી તેને સમજવાનો બીજો એક ઉપાય નથીજ.

આજે પહેલા, બીજાને ત્રિજા વ્રત વિષે ચર્ચા જણાતી નથી પણ ચતુર્થવ્રત વિષેના અતિચારને અંગે જુના નવા વિચાર વિષે ચર્ચા જણાય છે, ઇત્તરિય પરિગહિય અપરિગ્ગહિય ગમણે વિષે ચર્ચા ચાલે છે એટલે કે કેટલાક લોકો થોડા

વર્ષની (સ્ત્રીકેપુરૂષ) સાથે ગમન, બીજા અતિચારમાં પોતાની સ્ત્રી વિવાહ કરેલ પણ ન પરણેલી સાથે ગમન એમ અર્થ કરે છે જ્યારે કેટલાક થોડા (ઇત્વરિત) કાળ—વર્ષ માટે પોતાની કરી રાખેલ સ્ત્રી સાથે ગમન ને બીજામાં જેના ઉપર ચાલુ કાળમાં માલિક–પુરૂષ નથી તે સાથે ગમન અર્થ કરે છે. જેઓ પોતાની સ્ત્રી સિવાય અન્ય સ્ત્રીના પ્રત્યાખ્યાન કરે છે તેને ભાડે કે ઠરાવ કરેલ સ્ત્રી સાથે કેમ રહી શકાય એમ કેટલાકને મન ઝગડો છે. ને અસંતોષ છે. તેઓ કહે છે કે આ [1]અતિચાર નહિ પણ અનાચાર છે. અનાચાર કથનાર શાસ્ત્ર સ્વરૂપ કે પ્રાચીન પ્રમાણને મનુષ્ય સ્વભાવને ન સમજતા હોય એમ જણાય છે. લોક રૂચિ એવી ચાલી આવે છે કે પોતાની સ્ત્રી કે પુરૂષ પરણિત ઉપરાંત વધારે સ્ત્રી પુરૂષ સમાજ જાણ્યા છતાં રાખે છે પણ સમાજમાં તેને અંગે વિરૂધ્ધ કે ખોટું બોલાતું નથી. તેમ તેનો કેસ ન્યાયાસન સમક્ષ ચાલતો નથી. આમ રાખવાની પદ્ધતિ થોડા દેશમાં ગુજરાત કાઠીયાવાડમાં નથી પણ બીજા દેશમાં ઘણે સ્થળે છે. રહસ્ય એ કે આ સ્ત્રી પોતાની કહેવાય પણ તેમ કરતાં અતિચાર લાગે છે કારણ આ સ્ત્રી પરણિત નથી. તેથી એ અતિચાર જાણવા પણ આચરવાને યોગ્ય નથી. છતાં આને અનાચાર કહેવામાં આવે તો પણ આચરવા ઘટતા નથી. કેટલાક તેને પહેલા અર્થમાં ગોઠવી અતિચાર કરી જતું કરે તો તે પહેલા વ્રતનો ભંગ કરે છે.

---

૧ જુઓ ધર્મબીન્દુ પાનુ ૧૯૨. જૈન તત્વા દર્શ તથા ઉપાશક દશાંગ ને બાર વૃતની ટીપ.

તેમ નહી તો ન સમાચરિયવ્વા એ જ્ઞાનીના રહસ્યને સમજ્યા નથી. માણસના મનમાં એ વાત ઠસી ગઇ છે કે એ અતિચાર છે. પણ અનાચાર નથી. એટલે કાંઈ નહી—ચલાવો. પણ જે જે વ્રતમાં વિધિ છે તે તે વ્રતના તેને અંગે તેવાજ અતિચાર છે, પણ મનુષ્યે તેનો વિચાર કર્યો નથી; જતું કર્યું છે.

વળી છઠા વ્રતની વિધિ એ છે કે મર્યાદા કર્યા ઉપરાંત જવું નહિ તેની જગ્યાએ એવું લખાણ થઇ ગયું છે કે " તે ઉપરાંત સ્વઇચ્છાએ જઇને પાંચ આશ્રવ સેવવાના પ્રત્યાખ્યાણ" આમ થવાથી તેનો અર્થ કાંઇ જુદોજ થાય છે. જવું ને પાંચ આશ્રવ સેવવા એ વાત નથી પણ " મર્યાદિત દિશા ઉપરાંત જવું નહીં. ,, તેમાં કેટલી કોટિએ પ્રત્યાખ્યાન થાય એ વ્રત હજી સારા વિદ્વાનોથી સમજાતી નથી કેટલીક જગ્યાએ છ કોટિએ પ્રત્યાખ્યાન બતાવ્યા છે કેટલાકમાં બાહિર ને અંદર આઠ કોટિને ત્રણ કોટીએ પ્રત્યાખ્યાન કહ્યાં છે. ઉપાસકમાં વિચારતાં ત્રણ કોટિએ જણાય છે દશમાં વ્રતમાં ઉપર પ્રમાણે કેટલીક ચોપડીમાં છે. ઉપરાંત બાહિરમાં આશ્રવ સેવવાના છ કોટિએ પ્રત્યાખ્યાન ને અંદર ભોજનાદિ ખાવાની મર્યાદા છે પણ પ્રત્યાખ્યાન કેટલી કોટિએ એ વાત નથી. કેટલાકમાં બાહિર આઠ કોટિ ને અંદર ત્રણ કોટિ આશ્રવના પ્રત્યાખ્યાન છે. દસમું વ્રત કયારે કરવું, કેવી રીતે કરવું તે વિષે આજે કેટલાક વિચારકો મુંઝાય છે. ઉપાસક દશાંગમાં પહેલા ત્રણ વ્રતો છ કોટિએ ચાલ્યા છે. પણ ગુણવ્રત ને શિક્ષાવ્રતો કેટલી કોટિએ

થાય એ વાત સ્પષ્ટ નથી. એટલે આજે ઘણાઓ પરંપરાને
માન આપી વધારેમાં વધારે કોટિએ કોઈપણ પ્રત્યાખ્યાન
શ્રાવકો કરે તો છ કોટિ થાય છે. એમ કહે છે ને કરાવે છે.
કારણ વધારે કોટિએ કરવાને તેઓની પાસે પ્રમાણ હોતું નથી
વસ્તુ એ કે કોઈ જગ્યા એ શ્રાવકોએ તેથી વધુ કોટિએ
મત્યાખ્યાન કર્યા હોય તેમ આજે પ્રમાણિક પુસ્તકોમાં જણાતું
નથી. છતાં છ કરતાં વધુ કોટિએ પ્રત્યાખ્યાન થાય છે. છ
કરતાં વધારે કોટિએ પ્રત્યાખ્યાવ થાય છે એ વાત સૂત્રકૃતાંગ
પુસ્તકમાં છે. પણ તે હકીકત્ત પરંપરાના બળને લીધે તેઓના
અંતઃકરણમાં ઉતરતી નથી. બચાવ એ છે કે વધુ કોટિએ
પાળવા કોઇ ખુશી નથી ને પાળતું નથી. આજે સમાજ
એકપણ કોટિએ પાળવા ખુશી નથી. વાતો કરી મોક્ષ જવા
સૌ કોઇ ખુશી છે. આજે સૂત્ર શું બોલે છે તે વાંચવા જાણવા
કેટલાક ખુશી નથી. પણ પરંપરા શું કહે છે તે જાણવા
માનવા ખુશી છે.

અત્યલં વિસ્તરેણ. લે. મુ. ઉ.

(આંહી પહેલા આવશ્યકની આજ્ઞા માગું છું બોલવું.)

# આવશ્યક સૂત્ર.

## આવશ્યક ૧ લો.

| | |
|---|---|
| ઇચ્છામિણં | ઇચ્છું છું. |
| ભંતે | હે પુજ્ય, હે ભગવન્ ! |
| તુબ્ભેહિં | તમારી |
| અબ્ભણુણ્ણાએ | અનુમતિ મળ્યે |
| સમાંણે | છતે |
| ૧ દેવસિયં | દિવસ સંબંધિ |
| પડિકકમણું | પ્રતિક્રમણને |
| ઠાએમિ | કરૂં છું. |
| દેવસિય | દિવસ સંબંધી |
| નાણ, દંસણ | જ્ઞાન, દર્શનને |
| ચરિત્તા ચરિત્ત | ચારિત્ર તેના |
| ૨ તવ | ને તપ તેના |
| અઇયાર | અતિચાર |
| ચિંતણટ્ઠાએ | ચિંતવવાને અર્થે |
| કરેમિ | કરૂં છું. |
| કાઉસ્સગ | કાઉસગને |
| નમો, અરિહંતાણં | નમસ્કાર, અર્હંતોને |
| નમો, સિધ્ધાણં | નમસ્કાર, સિધ્ધોને |
| નમો, આયરિયાણં | નમસ્કાર, આચાર્યોને |
| નમો, ઉવજ્ઝાયાણં | નમસ્કાર, ઉપાધ્યાયોને |

---

૧ રાઇયં (રાત્રિના પ્રતિક્રણમાં કહેવું) ૨ રાત્રિમાં 'તવ' શબ્દ બોલવો.

| | |
|---|---|
| નમો, લોએ, સવ્વ- | નમસ્કાર, લોકમાં, સર્વ- |
| સાહુણં | સાધુઓને |
| કરેમિ, ભંતે | કરૂં છું, હે! પુજ્ય |
| સામાઇયં | સામાયિકને |
| સાવજ્જં, જોગં | પાપના, યોગને |
| પચ્ચખામિ | ત્યાગું છું. |
| જાવ, નિયમં | જ્યાં સુધી નિયમ છે (ત્યાં સુધી) |
| પજ્જુવાસામિ | પર્યુપાસું છું. |
| દુવિહં. તિવિહેણં | બેકરણને, ત્રણ યોગે કરી |
| નકરેમિ, ન કારવેમિ | ન કરૂં, ન કરાવું |
| મણેણં,વાયાએ,કાએણં | મનથી, વચનથી, કાયાથી |
| કરતંપિ, અન્નં | કરતાં પણ બીજાને |
| ન સમણું જાણામિ | ન રૂડું, જાણું. |
| વાયાએ, કાએણં | વચનને કાયાથી |
| તસ્સ, ભંતે | તે (સાવદ્યયોગને) હે પુજ્ય |
| પડિક્કમામિ | પ્રતિક્રમું છું. |
| નિંદામિ | નિંદુ છું. |
| ગરિહામિ | ગહું છું |
| અપ્પાણં | (દુષ્ટ) આત્માને |
| વોસરામિ | તજું છું. |

———:૦:———

| | |
|---|---|
| ઇચ્છામિ, ઠામિ | ઇચ્છું છું, સ્થાપવાને |
| કાઉસગ્ગં | કાઉસગને |
| જો, મે, દેવસિઓ | જે, મેં, દિવસ સંબંધી |
| અઇયારો, કઓ | અતિચાર કર્યો હોય |
| કાઇઓ,વાઇઓ,માણસિઓ | કાયા વચનને મનથી(જેવાકે) |
| ઉસ્સુ-તો | સૂત્ર વિરૂધ્ધ |
| ઉમ્મગ્ગો | (જૈન) માર્ગ વિરૂદ્ધ |
| અકપ્પો | ન કલ્પે (તેવા) |
| અકરણિજ્જો | ન કરવા યોગ્ય |
| દુજ્ઝાઓ | દુર્ધ્યાન |
| દુવ્વિચિંતઓ | દુશ્ચિન્તવન |
| અણાઆરો | ન આચરવા યોગ્ય |
| અણિચ્છિયવ્વો | ન ઇચ્છવા યોગ્ય |
| અસાવગપ્પઉગ્ગો | શ્રાવકને, પ્રયોગનથી તેમાં |
| નાણે, દંસણે | જ્ઞાનને સમકિતમાં |
| ચરિત્તા, ચરિ-તે, ય | દેશ—ચારિત્રમાં |
| સૂએ | સૂત્રમાં |
| સામાઇએ | સામાયિકમાં |
| તિન્હં, ગુત્તીણં | ત્રણ ગુપ્તિમાં |
| ચઉન્હં, કસાયાણં | ચાર કષાયમાં |
| પંચન્હં, મણુવ્વયાણં | પાંચ અણુવ્રતમાં |

| | |
|---|---|
| તિન્હં, ગુણુવ્વયાણું | ત્રણ ગુણુવ્રતમાં |
| ચઉન્હં, સિકખાવ્વયાણું | ચાર શિક્ષાવ્રતમાં |
| બારસ–વિહસ્સ | એ બાર પ્રકારના |
| સાવગ–ધમ્મસ્સ | શ્રાવક ધર્મની |
| જં, ખંડિયં | જે ખંડના–ભંગ (કર્યોહોય) |
| જં, વિરાહિયં | જે વિરાધ્યા (હોય) |
| તસ્સ,મિચ્છા મિ, દુક્કડં. | તે મિથ્યાથાઓ મારૂં પાપ |

(અહીં તસ ઉત્તરીનો પાઠ પુરો કહેવો પછી નીચે લખ્યા નવાણું અતિચારનો કાઉસગ કરવો.)

## નવાણું અતિચાર.

| | |
|---|---|
| ૧ જંવાઇધ્ધં | ૭ જોગહીણું |
| ૨ વચ્ચામેલિયં | ૮ ઘોસહીણું |
| ૩ હીણ્ખરં | ૯ સુઠુદિનં |
| ૪ અચ્ચક્ખરં | ૧૦ દુઠુ પડિચ્છિયં |
| ૫ પયહીણું | ૧૧ અકાલે, કઓ,સજ્ઝાઓ |
| ૬ વિણયહિણું | ૧૨ કાલે, ન,કઓ,સજ્ઝાઓ |

૧૩ અસજઝાઈએ સજઝાઈયં

૧૪ સજઝાઈએ ન સજઝાઈયં

૧૫ સંકા

૧૬ કંખા

૧૭ વિતિગિચ્છા

૧૮ પર પાસંડ પસંસા

૧૯ પર પાસંડ સંથવો

૨૦ બંધે

૨૧ વહે

૨૨ છવિચ્છેએ

૨૩ અઈભારે

૨૪ ભત્તપાણવુચ્છેએ

૨૫ સહસ્સબ્ભકખાણે

૨૬ રહસ્સ બ્ભકખાણે

૨૭ સદારમંતભેએ

૨૮ મોસુવએસે

૨૯ કુડલેહ કરણે

૩૦ તેના હડે

૩૧ તક્કર પઓગે

૩૨ વિરૂદ્ધ રજઆઈક્કમે

૩૩ કુડતૂલ કુડમાણે

૩૪ તપ્પડિરૂવગવવહારે

૩૫ ઈત્તરિયપરિગ્ગહિયા ગમણે

૩૬ અપ્પરિ ગ્ગહિયા ગમણે

૩૭ અનંગ ક્રીડા

૩૮ પર વિવાહ કરણે

૩૯ કામભોગ તિવ્વાભિલાસે

૪૦ ખેત્તવત્થુ પમાણાઇક્કમે

૪૧ હિરણ્ણ સુવણ્ણપમાણાઈક્કમે

૪૨ ધણધન્ન પમાણાઇક્કમે

૪૩ દુપયચઉપ્પય પમાણાઇક્કમે

૪૪ કુવિયપમાણાઇક્કમે

૪૫ ઉઢ્ઢદિસિપમાણાઈક્કમે

૪૬ અહોદિસિપમાણાઈક્કમે
૪૭ તિરિયદિસિપમાણાઇક્કમે
૪૮ ખે-તવુડ્ઢી
૪૯ સઇઅંતરદ્ધા
૫૦ સચિત્તાહારે
૫૧ સચિત્ત પડિબદ્ધાહારે
૫૨ અપ્પઉલિઓ સહિભ-
કખણયા
૫૩ દુપ્પઉલિઓસહિભકખણયા
૫૪ તુચ્છોસહિં ભકખણયા
૫૫ ઇંગાલ કમ્મે
૫૬ વણ કમ્મે
૫૭ સાડી કમ્મે
૫૮ ભાડી કમ્મે
૫૯ ફોડી કમ્મે
૬૦ દંત વાણિજજે
૬૧ કેસ વાણિજજે
૬૨ રસ વાણિજજે
૬૩ લક્ખ વાણિજજે
૬૪ વિસ વાણિજજે
૬૫ જંત પીલ્લણ કમ્મે
૬૬ નિલ્લંછણ કમ્મે
૬૭ દવગ્ગિ દાવણયા
૬૮ સરદહ તલાગ સોસણીયા
૬૯ અસઇજણ પોસણયા
૭૦ કંદપ્પે
૭૧ કુક્કુઇએ
૭૨ મોહરિએ
૭૩ સંજુત્તાહિગરણે
૭૪ ઉવભોગપરિભોગાઇરિત્તે
૭૫ મણ દુપ્પણિહાણે
૭૬ વઇ દુપ્પણિ હાણે
૭૭ કાય દુપ્પણિ હાણે
૭૮ સામાઇયસ્સ સઇ
અકરણયા
૭૯ સામાઇયસ્સ અણવટ્ઠિ-
યસકરણયા

૮૦ આણવણપ્પઓગે

૮૧ પેસવણપ્પઓગે

૮૨ સદ્દાણુવાએ

૮૩ રૂવાણુવાએ

૮૪ બહિયા પુગ્ગલ પક્ખેવે

૮૫ અપ્પડિલેહિય દુપ્પડિલેહિય સિજ્જાસંથારએ

૮૬ અપ્પમજ્જિય દુપ્પમજ્જિય સિજ્જાસંથારએ

૮૭ અપ્પડિલેહિય દુપ્પડિલેહિય ઉચ્ચાર પાસવણ ભૂમી

૮૮ અપ્પમજ્જિય દુપ્પમજ્જિય ઉચ્ચાર પાસવણ ભૂમી

૮૯ પોસહોવવાસસ્સ સમ્મં અણણુપાલણયા

૯૦ સચિત્ત નિક્ખેવણયા

૯૧ સચિત્ત પિહણયા

૯૨ કાલાઇ ક્કમે

૯૩ પરોવએસે

૯૪ મચ્છરિયા

૯૫ ઇહલોગાસંસપ્પઓગે

૯૬ પરલોગા સંસપ્પઓગે

૯૭ જીવિયા સંસપ્પઓગે

૯૮ મરણા સંસપ્પઓગે

૯૯ કામભોગા સંસપ્પઓગે

( ઉપર કહેલા નવાણું અતિચારનો કાઉસ્સગ કરવો. પુરો થતાં નમો અરિહંતાણું કહી પાળવો. રાત્રીના પ્રતિક્રમણમાં અણસણ આદિ બાર બોલ વધારે કહેવા. પછી ઉભા થઇ બીજા આવશ્યકની આજ્ઞા માગવી બાદ લોગસનો પાઠ બોલવો)

## આવશ્યક ૩ જો.

(અહીં ઉભા થઈ ત્રીજા આવશ્યકની આજ્ઞા માગવી પછી નીચે પ્રમાણે પાઠ બે વાર બોલવો.)

## સુગુરૂવંદન સુત્ર.

| | |
|---|---|
| ઇચ્છામિ | ઇચ્છું છું |
| ખમાસમણો ! | હે ક્ષમાવંત શ્રમણ ! |
| વંદિઉં | વંદન કરવાને |
| જાવણિજ્જાએ | વશ કરેલી |
| નિસીહિઆએ | બેસણીએ કરી શરીરથી |
| અણુજાણહ | આજ્ઞા આપો ( આપ ખુશી થાઓ ) |
| મે, મિય, ઉગ્ગહં | મને, અંદર, આવવાને |

| | |
|---|---|
| નિસીહિ | અન્ય સર્વ કાર્ય રોકીને |
| અહોકાયં | (આપના) ચરણુને |
| કાય, સંફાસં | મારી કાયાથી સ્પર્શું છું |
| ખમણિજ્જો | ખમવા યોગ્ય છો |
| ભે, કિલામો | હે! પૂજ્ય કિલામના-પીડા થઇ હોય તે |
| અપ્પકિલંતાણું | કિલામના રહિત આપનો |
| બહુ સુભેણ, ભે | બહુ આરામથી હે! પુજ્ય |
| ૧ દિવસો વઇક્કંતો | દિવસ વ્યતિત થયો છે |
| જન્તા,:ભે | (સંયમ રૂપ) યાત્રા છે આપને |
| જવણિજજં, ચ, ભે | મન અને ઇંદ્રિઓને આપ જીત્યા છો ને હે પૂજ્ય |
| ખામેમિ ખમાસમણો | ક્ષમાવું છું હે ક્ષમાવંત શ્રમણ |
| ૨ દેવસિયં વઇક્કમં | દિવસ સંબંધિ અપરાધને |
| આવસ્સિયાએ | અવશ્યક ક્રિયા કરવામાં થએલ વિપરિત અનુષ્ઠાનથી |
| પડિક્કમામિ | નિવૃત્ત થાઉં છું |
| ખમાસમણાણું | (આપ) ક્ષમા શ્રમણુની |
| ૩ દેવસિઆએ | દિવસ સંબંધીની |

---

૧ (રાત્રીમાં) રાઇ વઇક્કંતા ૨ રાઇયવઇક્કમં ૩ રાઇયાએ.

| | |
|---|---|
| **આસાયણાએ** | અશાતના દ્વારા |
| **તિત્તિસન્નયરાએ** | તેત્રીશમાંથી કોઈપણ |
| **જં કિંચિ મિથ્છાએ** | (ને) જે કાંઇ મીથ્યા ભાવથી કરેલી |
| **મણદુક્કડાએ** | દુષ્ટ મનથી |
| **વય દુક્કડાએ** | દુષ્ટ વચનથી |
| **કાયદુક્કડાએ** | શરીરની દુષ્ટ ચેષ્ટાથી કરેલી |
| **કોહાએ** | ક્રોધથી |
| **માણાએ** | માનથી |
| **માયાએ** | માયાથી |
| **લોભાએ** | લોભથી |
| **સવ્વકાલિયાએ** | સર્વ કાળ સંબંધી |
| **સવ્વમિચ્છોવયારાએ** | સર્વ પ્રકારના મિથ્યા ઉપચારોથી |
| **સવ્વધમ્માઇક્કમણાએ** | સર્વ પ્રકારના ધર્મનું ઉલ્લંઘન કરનારી |
| **આસાયણાએ** | અશાતનાદ્વારા |
| **જો મે દેવસિયો** | જે મેં દિવસ સંબંધી |
| **અઈયારો કઓ** | અતિચાર કર્યો હોય |
| **તસ્સ ખમાસમણો** | તેને હે ક્ષમા શ્રમણ ! |
| **પડિક્કમામિ** | નિવર્તુ છું. |

| | |
|---|---|
| નિંદામિ | નિંદુ છું. |
| ગરિહામિ | વિશેષ નિંદુ છું. |
| અપ્પાણું વોસિરામિ | આત્માને (પાપ વેપારથી) પાછો ખેંચુ છું. |

---

આ ઉત્કૃષ્ટ વંદના કરતાં પચીસ આવશ્યક અવશ્ય સાચવવાં જોઇએ. ન સાચવે તો વંદન કરનાર તથા પ્રકારનું નિર્જરા ફળ પામે નહિ. તે પચીસ આવશ્યક આ પ્રમાણે છે

"ઇચ્છામિ ખમાસમણોથી આરંભી 'અણુજાણહ,

પર્યંત બોલતાં પોતાનું અર્ધ શરીર નમાવવામાં આવે તે પ્રથમ 'અવનત' તેમ બીજીવારના વંદન વખતે કરવામાં આવે તે બીજું 'અવનત' જન્મ સમયે બાળકની ચા દીક્ષા લેતી વખતે શિષ્યની જેવી મુદ્રા હોય તેવી અર્થાત્ કપાલ પર બે હાથ રાખી નમ્ર મુદ્રા રાખવી તે ત્રીજું "યથાજાત' 'અહો કાયં કાય' રૂપ ત્રણ આવર્ત અને 'જત્તાભે, જવણિજ્જંચ ભે, રૂપ બીજા ત્રણ આવર્ત મળી છ, પ્રથમ વખતના વંદનમાં અને તેજ છ બીજીવારના વંદનમાં મળી બાર આવર્ત (ગુરૂના ચરણ ઉપર પોતાના હસ્તતળ લગાડી પછી પોતાના લલાટે લગાડવા રૂપ) થાય છે. તે પુર્વના ત્રણ સાથે મળ-

વાથી પંદર આવશ્યક "કાય સંફાસ' બોલતા પોતાનું મસ્તક ગુરૂના ચરણુમાં નમાવવું. પછી 'ખામેમિ ખમાસમણો' કહેતાં ફરીથી મસ્તક નમાવવું. એવી રીતે બીજીવારનું વંદન કરતાં બે વાર મસ્તક નમાવવું. એમ સર્વ મળી ચાર વખત 'શિરો નમન' થાય પુર્વના પંદર સાથે આ ચાર મેળવતાં ઓગણીશ આવશ્યક મન, વચન અને કાયાને અન્ય વ્યાપારથી નિવર્ત્તાવી વંદન કરતી વખતે સારી રીતે ગોપવી રાખવા: ૨૫ ત્રણ 'ગુપ્તિ' જાણુવી એવી રીતે બાવીસ: આવશ્યક. 'આણુજાણુહ મે મિય મિઉગ્ગહ" કહી બન્ને વખત વંદન કરતાં ગુરૂની આજ્ઞા પામીને અવગ્રહમાં પ્રવેશ કરવો તે 'બે પ્રવેશ' જાણુવા તથા પ્રથમ વંદન કરતી વખતે 'આવસ્સિઆએ' કહીને અવગ્રહમાંથી નીકળવું તે એક 'નિષ્કમણુ' સમજવું. પુર્વના બાવીસ સાથે આ ત્રણ મેળવતાં પચીસ આવશ્યક થાય તે અવશ્ય સાચવવાં.

દ્વાદશાવર્તની સમજણુ—અવગ્રહમાં પ્રવેશ કરવાની આજ્ઞા મેળવ્યા પછી ઉત્કટ આસને (ઉભડક) બેસવું બન્ને હાથ લાંબા રાખવા અને બાહુઓને સાથળ સાથે અડકવાં દેવાં નહિ. બાજુમાં રજોહરણુ મુકવો. પછી ગુરૂના પગે બન્ને હાથ અડકાડતો 'અ' અક્ષર નીચા અવાજથી કહેવો અને બન્ને હાથ પોતાના લલાટના મધ્ય ભાગે અડકાડતાં

'હો' અક્ષર ઉંચા અવાજે કહેવો, આ બન્ને અક્ષરો કહેવા વડે એક આવર્ત થાય, તેવીજ રીતે 'કા' અને 'ય' અક્ષર એ બે અક્ષર પ્રથમ જેવા અવાજે અને વિધિએ કહેતાં બીજું આવર્ત થાય, તેવીજ રીતે 'કા' અને 'ય, અક્ષરો ઉચ્ચારતાં અને વિધાન કરતાં ત્રીજું આવર્ત થાય આ ત્રણ આવર્ત પ્રથમ વંદનના થયાં

અને બીજી વારના વંદનમાં તે પ્રકારનાં ત્રણ આવર્ત ગણતાં છ આવર્ત્ત થાય પછી પ્રથમ'જ, અક્ષર મંદ અવાજે બોલી ગુરૂને ચરણે ગુરૂ નહોય તો ભૂમિએ, બન્ને હાથ અડકાડવા 'ત્તા, અક્ષર મધ્યમ અવાજે બોલતાં બન્ને ઉત્તાન હાથ વચ્ચે અંતર રહે અને 'ભે' અક્ષર ઉંચા અવાજે બોલતાં બન્ને હાથોને લલાટના મધ્ય ભાગે લગાડવા આ એક આવર્ત.

'જ, 'વ. 'ણિ, આ ત્રણ અક્ષરો ઉપરોક્ત ત્રિવિધ અવાજે બોલી ત્રિવિધ વિધાને કરતાં બીજું આવર્ત.

'જં, 'ચ, 'ભે,–આ ત્રણ અક્ષરો પ્રથમોક્ત ત્રિવિધ અવાજે બોલી ત્રિવિધ વિધાને કરતાં ત્રીજું આવર્ત

આ ત્રણ આવર્ત અને બીજી વારના વંદ

નના તે પ્રમાણે ત્રણ આવર્ત ગણતાં છ થાય પૂર્વકિત છ સાથે મેળવતાં બાર આવર્ત થાય આથી તે 'દ્વાદશાવર્ત વંદના' કહેવાય છે.

## આવશ્યક ૪ થો.

---

(અહીં ઉભા થઇ ચોથા આવસ્યકની આજ્ઞા માગી પછી જમણો ઢીંચણ ઉભો રાખી ડાબો ઢીંચણ વાળીને બેસવું.)

દિવસ સંબંધી જ્ઞાન, દર્શન, ચારિત્રને તપને વિષે અતિચાર લાગ્યા હોય તે હે પ્રભુ! આપની સાક્ષીએ વિચારૂં છું.

| | |
|---|---|
| **આગમે, તિવિહે** | આગમ–સુત્ર તણ પ્રકારે |
| **પન્નતે, તં, જહા** | પરૂપ્યાં છે તે જેમકે |
| **સુત્તાગમે** | સૂત્રરૂપ |
| **અત્થાગમે** | અર્થરૂપ |
| **તદુભયાગમે** | સૂત્રને અર્થરૂપ |

એવા જ્ઞાનને વિષે જે અતિચાર લાગ્યા હોય તે કહુંછું

| | |
|---|---|
| જંવાઈદ્ધં | જે સુત્ર આઘાં પાછાં ભણાણાં હોય |
| વચ્ચામેલિયં | જુદા સૂત્ર પાઠો એક ઠેકાણે મેળવી બોલવું તે |
| હીણક્ખરં | અક્ષર ઓછો બોલવો |
| અચ્ચક્ખરં | અક્ષર વધારે બોલવો |
| પયહીણં | પદ ઓછું બોલવું |
| વિણયહીણં | અવિનયથી બોલવું |
| જોગહીણં | (ત્રણ)જોગ વિના જાણવું |
| ઘોસહીણં | સ્પષ્ટ ઉચ્ચાર ન કરવો |
| સુ ઠુદિન્નં | અવિનીતને રૂડું જ્ઞાન દીધું હોય |
| દુ ઠુપડિચ્છિયં | દુષ્ટ રીતે ગ્રહણ કર્યું હોય |
| અકાલે કઓ સજ્ઝાઓ | અકાળમાં અભ્યાસ કર્યો હોય |
| કાલે ન કઓ સજ્ઝાઓ | કાળમાં અભ્યાસ ન કર્યો હોય |
| અસજ્ઝાઇએ સજ્ઝાઇઅં | અભ્યાસ કરવાના વખતવિના અભ્યાસ કર્યો હોય |
| સજ્ઝાઇએ ન સજ્ઝાઇઅં | અભ્યાસ કરવા વખતે અભ્યાસ ન કર્યો હોય |
| તસ્સ મિચ્છામિ દુક્કડં | તે મારાં પાપ નિષ્ફળ થાઓ |
| દંસણં-સમ્મત્તં | દર્શન-સમકીત એટલે શું ? |
| પરમત્થ- | પરમ અર્થ (નો) |

| | |
|---|---|
| -સંથવોવા | પરિચય કરવો અને |
| સુદિઠ્ઠ પરમત્થ | ભલી દ્રષ્ટિએ જોયા-જાણ્યા છે પરમ-અર્થ |
| સેવણા વાવિ | તેમની સેવા કરવી અથવાપણ |
| વાવન્ન કુદંસણ | પતિત થએલા ને કુદર્શનનો |
| વજજણાય | ત્યાગ કરવો એજ |
| સમ્મત્ત સદહણા | સમકિતની શ્રદ્ધા–આસ્થા |
| એઅસ્સ | એવા |
| સમત્તસ્સ | સમકિતના |
| સમણો વાસએણં | શ્રાવકને |
| ઇમે પંચઅઇયારા | આ પાંચ અતિચાર |
| પેઆલા જાણિયવ્વા | મુખ્ય જાણવા યોગ્ય |
| ન સમાયરિવ્વા | ન આચરવા યોગ્ય |
| તંજહા | તે જેમ કે |
| સંકા | (વીતરાગ વચનમાં) શંકા |
| કંખા | અહિતકારી મતને ચાહવું તે |
| વિતિગિચ્છા | ધર્મક્રિયાનો સંદેહ કરવો |
| પરપાસંડ પસંસા | પાખડની પ્રશંશા કરવી |
| પરપાસંડ સંથવો | પાખંડ (દર્શન) નો પરિચય |
| તસ્સ મિછામિ દુક્કડં | તે મારૂં પાપ મિથ્યા થાઓ |

# પહેલું ૧ અણુવ્રત.૧

—:૦:—

| | |
|---|---|
| થુલાઓ | મોટા |
| પાણાઇવાયાઓ | હિંસાથી |
| વેરમણં | વિરામ પામું છું |
| ત્રસજીવ | હાલતા ચાલતા પ્રાણી |
| બેઇંદ્રિય | બેઇંદ્રિયવાળા |
| તેઇંદ્રિય | ત્રણ ઇંદ્રિયવાળા |
| ચઉરિંદ્રિય | ચારઇંદ્રિયવાળા |
| પંચેદ્રિય | પાંચઇંદ્રિયવાળા |
| જાણી પીછી | જાણી ઓળખીને |
| વિના અપરાધે | વાંક વગર |
| આકુટ્ટિ | હાંકોટો મારી |
| હણવા નિમિત્તે | મારવાની બુધ્ધિએ |
| હણવાના પચખાણ | મારવાનો પ્રતિબંધ |

તથા સૂક્ષ્મ એકેદ્રિય હણવાના પચ્ચખાણ

| | |
|---|---|
| જાવજીવાએ | જીવન પર્યંત |
| દુવિહં. તિવિહેણં | બેપ્રકારે ત્રણ યોગે કરી |

૧ મહાવ્રતની અપેક્ષાએ આ વ્રત નાન્હા છે.

| | |
|---|---|
| ન કરેમિ, ન કારવેમિ | હિંસા ન કરૂં ને ન કરાવું |
| મણુસા વયસા કાયસા | મન વચનને કાયાથી |
| એઅસ્સ, થુલગ | એવા મોટા |
| પાણાઇવાય | જીવ હિંસા |
| વેરમણ વ્વયસ્સ | વિરમણ વ્રતના |
| સમણો વાસએણં | શ્રાવકે |
| પંચ, અઇયારા | પાંચ અતિચાર |
| પેયાલા, જાણિયવ્વા | મુખ્ય જાણવા |
| ન સમાયરિયવ્વા | ન આચરવા યોગ્ય |
| તં જહા | તે જેમકે |
| બંધે | (પંચેન્દ્રિયાદિ જીવોને) બંધન બાંધવું. |
| વહે | માર મારવો |
| છવિચ્છેએ | (અંગોપાંગનું) છેદન કરવું |
| અઇભારે | વધારે ભાર ભરવો |
| ભત્ત પાણવુચ્છેએ; | ખાવા પિવાનો વિયોગ પાડવો |
| તસ્સ મિચ્છામિ દુક્કડં. | તે મારૂં પાપ મિથ્યા થાઓ |

## બીજું ૨ અણુવ્રત.

| | |
|---|---|
| થુલાઓ | મોટા |
| મુસાવાયાઓ | મૃષાવાદથી |

વેરમણું — વિરમવું
કન્નાલીએ — કન્યા સંબંધી જુઠું
ગવાલીએ — ઢોર સંબંધી ,,
ભોમાલીએ — ભૂમિ સંબંધી ,,
ણાસાવહારે(થાપણમોસો) થાપણ ઓળવવા સંબંધી
કુડ સકિખજે — જુઠી સાક્ષી દેવી
ઇત્યાદી મોટું જુઠું બોલવાના પચ્ચખાણ
જાવજીવાએ — જીવું ત્યાં સુધી
દુવિહં, તિવિહેણં — બે કરણ ને ત્રણ યોગથી
ન કરેમિ, ન કારવેમિ — ન જુઠું બોલું ન જુઠું બોલાવું
મણસા, વયસા, કાયસા મન, વચન ને કાયાથી
એઅસ્સ — એવા
થુલગ મુસાવાય — મોટા મૃષાવાદ
વેરમણ વ્વયસ્સ — વિરમણ વ્રતના
સમણો વાસએણં — શ્રાવકે
પંચઅઇયારાજાણિયવ્વા ન સમાયરિયવ્વા તં જહા
સાહસ્સા ભકખાણે — વગર વિચાર્યું બોલવું
રહસ્સા ક્ભખાણે — રહસ્યવાળું બોલવું
૧ સદારમંતભેએ. — પોતાની સ્રીના ગુપ્તભેદ પ્રગટ કરવા

---

ફુટનોટ-સ્રીએ "સપુરિસ મંતભેએ,, કહેવું અર્થ-પોતાના પુરૂષના મર્મ કહેવા.

| | |
|---|---|
| મોસુ વએસે | ખોટો ઉપદેશ આપવો |
| કુડલેહ કરણે | ખોટા લેખ લખવા |
| તસ્સ મિચ્છામિ દુક્કડં | તે (સંબંધી) મારૂં પાપ મિથ્યા થાઓ |

## ત્રીજું ૩ અણુવ્રત

—:o:—

| | |
|---|---|
| થુલાઓ | મોટી |
| અદિન્નાદાણાઓ | ચોરીથી |
| વેરમણું | વિરમવું. |
| ખાતર ખણી | ખાતર ખોદી (લેવું તે) |
| ગાંસડી છોડી | ગાંસડી છોડી ,, |
| તાળું પર કુંચી | તાળું પારકી કુંચી લાગુ કરી ,, |
| પડી વસ્તુ | પડેલી ચીજનો |
| ધણીઆતી જાણી | ધણી છે (આવું) જાણીને |
| ઈત્યાદિ મોટા | વગેરે મોટી |
| અદત્તાદાનના | ચોરીનો |
| પચ્ચખાણ | પ્રતિબંધ–ત્યાગ |
| તથા નભમીં વસ્તુ ઉપરાંત | અને હલકી વસ્તુ શિવાય |
| અદત્તાદાનના પચ્ચખાણ | અણદીધી વસ્તુ લેવાના નિયમ |
| જાવજીવાએ | જીવું ત્યાં સુધી |

| | |
|---|---|
| દુવિહં, તિવિહેણું | બે કરણ ને ત્રણ યોગે કરી |
| નકરેમિ, નકારવેમિ | ન કરૂં, ન કરાવું (ચોરી) |
| મણસા, વયસા, કાયસા | મન, વચન ને કાયાથી |
| એઅસ્સ | એવા |
| થુલગ | મોટા |
| અદિન્નાદાણાઓ | ચોરીથી |
| વેરમણ વયસ્સ | વિરામવાના વ્રતના |
| સમણો વાસએણું | શ્રાવકને |
| પંચ; અઇયારા | પાંચ અતિચાર |
| જાણિયવ્વા | જાણવા |
| ન સમાયરિયવ્વા | આચરવા નહીં |
| તંજહા | તે નીચે પ્રમાણે |
| તેનાહડે | ચોરનો લાવેલો માલ લેવો તે |
| તક્કર પઓગે | ચોરને (ચોરી કરવા) પ્રેરણા કરવી |
| વિરૂધ્ધ રજ્જાઇક્કમ્મે | રાજ વિરૂધ્ધ ચોરી કરવી |
| કૂડતોલે કૂડમાણે | ખોટાં તોલ ને માપ રાખવાં |
| તપ્પડીરૂવગ વવહારે | બનાવટી ચીજ આપવી |
| તસ્સ મિચ્છા મિ દુક્કડં | તે મારૂં પાપ નિષ્ફળ થાઓ |

## ચોથું ૪ અણુવ્રત

| | |
|---|---|
| થુલાઓ | મોટા |
| મેહુણાઓ | મૈથુનથી |
| વેરમણં | નિવૃત્તિ |
| ૧ સદાર સંતોસિએ | પોતાની સ્રીથી સંતોષ રાખવો |
| અવસેસ મેહુણવિહં | બાકી મૈથુન વિધિનો |
| પચ્ચખામિ | પ્રતિબંધ–ત્યાગું છું |
| ૨ સવ્વ મેહુણવિહં પચ્ચખામિ | સર્વ મૈથુનના પચખાણ કરૂં છું |
| જાવજીવાએ | જીવું ત્યાં સુધી |
| દેવને યુગલ સંબંધી | દેવને યુગલ સંબંધી |
| દુવિહં, તિવિહેણં | બે કરણ ને ત્રણ યોગે |
| નકરેમિ. નકારવેમિ | ન કરૂં ન કરાવું મૈથુનને |
| મણસા, વાયસા, કાયસા | મન, વચન ને કાયાથી |
| મનુષ્ય તિર્યંચ સંબંધી | માણસ ને તિર્યંચ સંબંધી |
| એગવિહં એગવિહેણં | એક કરણ ને એક યોગે |
| નકરેમિ, કાયસા | ન કરૂં (મૈથુનને) કાયાથી |

ફુટનોટ–૧ સ્રીઓએ ' સ ભત્તાર સંતોસિએ, બોલવું.' અર્થ પોતાના સ્વામીથી સંતોષ રાખવો ૨ આ વાક્ય સર્વથા મૈથુન ત્યાગિએ કહેવું

| | |
|---|---|
| એઅસ્સ | એવા |
| થુલગ–મેહુણાઓ | મોટા મૈથુનથી |
| વેરમણ વ્વયસ્સ | નિવૃતિ પામેલ વ્રતના |
| સમણો વાસએણં | શ્રાવકે |
| પંચ અઇઆરા | પાંચ અતિચાર |
| જાણિયવ્વા | જાણવા |
| નસમારિયવ્વા, | આદરવા નહીં, |
| તં જહા | તે, આ છે |
| ૧ ઇત્તરિય પરિગ્ગહિય ગમણે | થોડા વખત માટે ગ્રહણ કરેલી સ્ત્રી સાથે ગમન કરવું |
| ૨ અપરિગ્ગહિયા ગમણે | પરણ્યા શિવાયની સ્ત્રી સાથે ગમન કરવું |
| અનંગક્રીડા | કામક્રીડા કરવી |
| પર વિવાહ કરણે | બીજાના વિવાહ કરાવવા |
| કામભોગતિવ્વા ભિલાસે | કામભોગમાં તીવ્ર ઇચ્છા રાખવી |
| તસ્સ મિચ્છા મિ દુક્કડં | તે મારૂં પાપ મિથ્યા થાઓ |

ફુટનોટ–૧ સ્ત્રીઓએ પુરૂષ ભાડે રાખી ગમન કરવું. ૨ સ્ત્રીઓએ અવિવાહિત કે વિધુર પુરૂષ સાથે ગમન કરવું તે

# પાંચમું ૫ અણુવ્રત.

| | |
|---|---|
| થુલાઓ | મોટા |
| પરિગ્ગહાઓ | પરિગ્રહથી |
| વેરમણું | નિવર્તું છું |
| ખે-ત્તવત્થુણું | ખેતર, ઘર, દુકાનનું, |
| જહા પરિમાણું | યથા પ્રમાણ |
| હિરણ્ણ, સુવણ્ણાણું | રૂપા સોનાનું. |
| જહા, પરિમાણું | યથા પ્રમાણ |
| ધણ ધન્નાણું | ધન, ધાન્યનું |
| જહા, પરિમાણું | યથા પ્રમાણ |
| દુપય, ચઉપ્પયાણું | બે પગ ચાર પગ વાળાનું, |
| જહા, પરિમાણું | યથા પ્રમાણ |
| કુવિય, જહા, પરિમાણું | ઘરવખરાનું યથા પ્રમાણ |

તે ઉપરાંત પરિગ્રહ રાખવાના પચ્ચખાણ.

| | |
|---|---|
| જાવજીવાએ | જીવું ત્યાં સુધી |
| એગવિહં, તિવિહેણું | એક કરણ ને ત્રણ યોગે કરી |
| ન કરેમિ | ન કરૂં (પરિગ્રહ) |
| મણસા, વયસા, કાયસા | મન, વચન ને કાયાથી |

| | |
|---|---|
| એઅસ્સ, થુલગ | એવા મોટા |
| પરિગ્ગાહ | પરિગ્રહ |
| વેરમણ વ્વયસ્સ | વિરમણ વ્રતના |
| પંચ, અઇયારા | પાંચ, અતિચાર |
| જાણિયવ્વા | જાણવા |
| ન સમાયરિયવ્વા | ન આચરવા |
| તંજહા | તે જેમકે |
| ખેતવત્થુ પમાણાઇક્કમે | ખેતર, ઘર, દુકાન વગેરેના પ્રમાણનું ઉલંઘન |
| હિરણ્ણસુવણ્ણ પમાણાઇક્કમે | રૂપું, સોનું વગેરેના પ્રમાણનું ઉલંઘન |
| ધણધન્ન પમાણાઇક્કમે | ધન, ધાન્યના પ્રમાણનું ઉલંઘન |
| દુપયચઉપ્પય પમાણાઇક્કમે | બે-ચાર-પગવાળાના પ્રમાણનું ઉલંઘન |
| કુવિય પમાણાઇક્કમે | ઘર વાપરાના પ્રમાણનું ઉલંઘન |
| તસ્સ મિચ્છા મિ દુક્કડં | તે ( સંબંધી ) મારૂં પાપ નિષ્ફળ થાઓ |

## છઠું ૬ ગુણવ્રત. [1]

| | |
|---|---|
| ઉડ્ઢુદિસી | ઉંચી દિશાનું |
| જહા, પરિમાણું | ઘટિત માપ |
| અહો, દિસી | નીચી દિશાનું |
| જહા, પરિમાણું | યથા માપ |
| તિરિય દિસિ | તિરછી દિશાનું |
| જહા, પરિમાણું | ઘટતું માપ |

તે ઉપરાંત જવાના પચ્ચખાણ.

| | |
|---|---|
| જાવજીવાએ | જીવું ત્યાં સુધી |
| એગવિહં, તિવિહેણું | એક કરણ ને ત્રણ યોગે |

---

૧ ફુટનોટ—આ જગ્યાએ વાચક—અભ્યાસીને જણાવવાનું કે દિશાવ્રત ધરનાર વ્યકિતને નિયમિત દિશા ઉપર જવાના પચ્ચખાણ થાય છે પણ નિયમિત દિશા ઉપરાંત તેને પોતાની ખુશી શિવાય જવાનું હોય ને ત્યાં જઇ પાંચ આશ્રવ સેવવાના પચ્ચખાણ હોય એમ બનતું નથી., એટલે આ લખાણ વગર સમજે થએલું તે આ જગાએ સુધાર્યું છે. કેટલાક વખત પહેલાંની જુની હસ્ત લિખિત પ્રતમાં ને હમણાંની છાપેલી આવસ્યકની પ્રતમાં છઠા વ્રતમાં અંદર રહી ત્રણ કોટીએ ને બહારમાં આઠ કોટીએ પત્યાખ્યાન થતા બતાવ્યાં છે. પણ શ્રાવક કે જે હંમેશાં ઘર સાથે રહેતો હોય તેને આમ શી રીતે નિયમ થઇ શકે તે સમજાતું નથી ? આ પ્રમાણે નિયમ

| | |
|---|---|
| ન કરેમિ | ન કરૂં (મર્યાદા ઉપર ન જાઉં) |
| મણુસા, વયસા, કાયસા | મન, વચન ને કાયાથી |
| એઅસ્સ દિસિ વેરમણ- | એવા દિશા વિરતિ |
| વયસ્સ | વ્રતના |
| પંચ, અઇયારા | પાંચ, અતિચાર |
| જાણિયવ્વા | જાણવા |
| ન સમાયરિયવ્વા | ન આદરવા |
| તંજહા | તે યથા (નીચે પ્રમાણે) |
| ઉડ્ઢુદિસી પરમાણાઇક્કમે | ઉંચી દિશાની મર્યાદાનું ઉલ્લંઘન |
| અહોદિસી પરમાણાઇક્કમે | નીચી દિશાની મર્યાદાનું ઉલ્લંઘન |
| તિરિયદિસિ પરમાણાઇક્કમે | તિરછી દિશાની મર્યાદાનું ઉલઘન |
| ખેતવુડ્ઢી | ક્ષેત્રની (મર્યાદાની) વૃદ્ધિ કરવી |
| સઇ અંતરદ્ધા | યાદીનો લોપ થયો હોય મે આગળ આલવું |
| તસ્સ મિચ્છા મિ દુક્કડં | તે મારૂં પાપ મિથ્યા થાઓ |

---

દશમા વ્રતમાં રહેનાર વ્યકિત કરી શકે, કારણ તે વ્રત એક દિવસનું છે. એટલે માણસ અંદરમાં પોતાની જાતે ત્રણ કોટિએ પચ્ચખાણ કરી બીજી છુટ લઇ બાહિર ત્યાગ આઠ કોટિએ કરે તો તે નભા શકે. પણ જીવન પર્યંત છઠું વ્રત ધરનારને તેમ પ્રત્યાખ્યાન થઇ શકતા નથી. ઉપાસકમાં શ્રાવકે પોતાને જવાની મર્યાદા ઉપરાંત ગાડાં માલ વગેરેને મોકલવાનું રાખ્યું છે તેથી સમજી શકાય છે કે ત્રણ કોટીએ પ્રત્યાખ્યાન થાય છે. વધારે કોટીએ કે અંદર બાહિર એમ પ્રત્યાખ્યાન થતા નથી. આથી સુજ્ઞ મનુષ્યે બરાબર વસ્તુ સમજી જુનું લખેલું સાચું છે એ હઠને છોડી સાચી વસ્તુ પકડવી. ને વધારે સમજાય તો તે સંબંધી વધારે નિર્ણય કરવો.

## સાતમું ૭ ગુણવ્રત

| | | | |
|---|---|---|---|
| ઉવભોગ | | ઉપભોગ એક વખત ભોગવાય તેવી વસ્તુનું | |
| પરિભોગવિહં | | વારંવાર ભોગવાતી વસ્તુનું | |
| પચ્ચખ્ખાયમાણે | | પચખાણ કરતાં | |
| ઉલ્લણિયાવિહં પચ્ચખ્ખામિ | | શરીર લુછવાની ચીજોનું પ્રમાણ કરૂં છું | |
| દંતણવિહં | ,, | દાતણની જાત ને સંખ્યાનું | ,, |
| ફલવિહં | ,, | ફળની જાત ને સંખ્યાનું | ,, |
| અભ્ભંગણ વિહં | ,, | મર્દન કરવા જેવા તેલની જાત ને | ,, |
| ઉવટ્ટણ વિહં | ,, | પીઠીની જાત નું | ,, |
| મંજણ વિહં | ,, | મંજન થાય તેવી ચીજોનું | ,, |
| વત્થ વિહં | ,, | વસ્ત્રની જાત ને સંખ્યાનું | ,, |
| વિલેવણ વિહં | ,, | લેપ કરવાની વસ્તુનું | ,, |
| પુપ્ફ વિહં | ,, | ફુલની જાત ને સંખ્યાનું | ,, |
| આભરણ વિહં | ,, | ઘરેણાંની જાત ને સંખ્યા | ,, |
| ધુપ વિહં | ,, | ધુપની જાત ને વજનનું | ,, |
| પેજ્જ વિહં | ,, | પીવા લાયક પદાર્થનું | ,, |

| | | | |
|---|---|---|---|
| ભકખણુ વિહં | ,, | પકવાનની જાતને સંખ્યાનુ પ્રમાણ | ,, |
| ઓદણુ વીહં | ,, | ચોખાની વિધિ નું | ,, |
| સૂવ વિહં | ,, | કઠોળની વિધિ નું | ,, |
| વિગઈ વિહં | ,, | વિગઇની વિધિ નું | ,, |
| સાક વિહં | ,, | શાકની જાત સંખ્યાને વજનનું | ,, |
| માહુરય વિહં | ,, | મેવાની વિધિ નું | ,, |
| જેમણુ વિહં | ,, | જમણુની | મર્યાદા કરૂં છું |
| પાણિ વિહં | ,, | પાણીની | ,, |
| મુહવાસ વિહં | ,, | મુખવાસની | ,, |
| વાહણુ વિહં | ,, | વાહનની | ,, |
| ઉવાહણુ વિહં | ,, | પગરખાંની | ,, |
| સયણુ વિહં | ,, | સુવાની ચીજોની | ,, |
| સચિત્ત વિહં | ,, | જીવવાળી વસ્તુની | ,, |
| દવ્વવિહં | ,, | (જુદાં જુદાં) દ્રવ્યની | ,, |

| | |
|---|---|
| જાવજીવાએ | જીવું ત્યાં સુધી |
| એગવિહં, તિવિહેણું | એક કરણુ ને ત્રણુ યોગે કરી |
| ન કરેમિ | ન કરૂં |
| મણુસા, વયસા, કાયસા | મન, વચન ને કાયાથી |
| ઉવભોગ, પરિભોગ | એકવાર ને વારંવાર ભોગવવાની ચીજ |
| દુવિહે પણુત્તે | એ પ્રકારે કહેલ છે. |

| | |
|---|---|
| તંજહા | તે જેમકે |
| ભોયણાઓ ય | ભોજન સંબંધી અને |
| કમ્મઓ ય | કર્મ (જીવન-વેપાર) સંબંધી |
| ભોયણાઓ | ભોજન સંબધી |
| મણો વાસએણં | શ્રાવકે |

પંચ અઈયારા જાણિયવ્વા ન સમાયરીયવ્વા તં જહા

| | |
|---|---|
| સચિત્તાહારે | સચિત્ત વસ્તુનો આહાર |
| સચિત્ત પડીબદ્ધાહારે | સચિત્ત સાથે વળગેલી ચીજ નો આહાર |
| અપઉલિઓ,સહિભકખણયા | ન પકવેલી(ઔષધિ-અનાજ) નો આહાર |
| દુપઉલિઓ,સહિભકખણયા | ખરાબ રીતે પકવેલી વસ્તુનો આહાર |
| તુચ્છો, સહિભકખણયા | તુચ્છ (જુજ ખાવાનું હોય તેવી ચીજનો આહાર |
| કમ્મઓણં | કર્મ-વેપાર સંબંધી |
| સમણો વાસએણં | શ્રાવકે |
| પન્નરસ કમ્મા દાણાઇ | પંદર કર્મ આવવાનાં સ્થાનકો |
| જાણિયવ્વા | જાણવા |
| ન સમાયરિયવ્વા, | આદરવા નહીં, |
| તં જહા | તે, નીચે પ્રમાણે |

| | | |
|---|---|---|
| ઇંગાલકમ્મે | અંગારાનો | વેપાર |
| વણુ કમ્મે | વનનો | ,, |
| સાડી કમ્મે | ગાડાં ગાડીનો | ,, |
| ભાડી કમ્મે | ભાડે દેવાનો | ,, |
| ફોડી કમ્મે | ખોદવાનો | ,, |
| દંત વાણિજ્જે | દાંતનો | ,, |
| કેસ વાણિજ્જે | વાળનો | ,, |
| રસ વાણિજ્જે | રસનો | ,, |
| લખ વાણિજ્જે | લાખનો | ,, |
| વિસ વાણિજ્જે | ઝેરનો | ,, |
| જંત પિલ્લણકમ્મે | યંત્ર (ઘાણી વગેરે) નો | ,, |
| નિલંછણ કમ્મે | ખાંસી કરવાનો | ,, |
| દવગ્ગિ દાવણયા | દાવાનળનો | ,, |
| સરદહ તલાગ પરિસોસણયા | તળાવ, ખાડા, સોસવાનો | ,, |
| અસઇજણ પોસણયા | અસતિ માણસને પોષવાની પ્રવૃત્તિ | |
| તસ્સ મિચ્છા મિ દુક્કડં | તે મારૂં પાપ મિથ્યા થાઓ! | |

## આઠમું ૮ ગુણવ્રત

| | |
|---|---|
| અણુટ્ઠદંડાઓ | અનર્થદંડથી |
| વેરમણ | વરામ પામવું |
| ચઉવિહે | ચાર પ્રકારે |
| અણુટ્ઠદંડે, પન્ન-તે | અનર્થદંડ કહ્યો છે |
| તં જહા | તે નીચે પ્રમાણે |
| અવઝ્ઝાણા ચરિયે | અપ-ખોટું ધ્યાન આચરવું |
| પમાયા ચરિયે | પ્રમાદ આચરવો |
| હિંસ પ્પયાણે | હિંસા માટે હથીઆરો આપવાં |
| પાવકમ્મો વએસે | પાપ કર્મનો ઉપદેશ કરવો |

### એવા અનર્થદંડ સેવવાના પચ્ચખાણ

| | |
|---|---|
| જાવજીવાએ | જીવું ત્યાં સુધી |
| દુવહં, તિવિહેણં | બે કરણ ને ત્રણ યોગથી |
| ન કરેમિ, ન કારવેમિ | ન કરૂં ન કરાવું (અનર્થદંડને) |
| માણુસા, વયસા, કાયસા | મન, વચન ને કાયાથી |
| એઅસ્સ અણુટ્ઠદંડ | એવા અનર્થાદંડથી |
| વેરમણ વયસ્સ | વિરમણ વ્રતના |
| સમણો વાસએણં | શ્રાવકે |

| | |
|---|---|
| પંચ, અઇયારા | પાંચ, અતિચાર |
| જાણિયવ્વા | જાણવા |
| સમાયરિયવ્વા | આચરવા નહીં |
| તં જહા | તે નીચે પ્રમાણે |
| કંદપ્પે | કંદર્પ—કામ વધે તેવું બોલવું |
| કુકુઇએ | કુચેષ્ટા કરવી |
| મોહરિએ | વાચાળપણું શાખવું |
| સંજુતાહિ ગરણે | શસ્ત્ર એકઠાં કરવા |
| ઉવભોગ, પરિભોગ- | એકવાર ને વારંવાર ભોગવાની ચીજમાં |
| -અઇરત્તે | આશકત થવું |
| તસ્સ મિચ્છામિ દુક્કડં | તે મારૂં પાપ મિથ્યા થાઓ |

## નવમું ૯ સામાયિક શિક્ષાવ્રત.

| | |
|---|---|
| સાવજજોગાઓ વેરમણં | સાવધ—પાપ જોગના પચખાણ |
| દુવિહં, તિવિહેણં | બે કરણ ને ત્રણ યોગે કરી |
| નકરેમિ, નકારવેમિ | ન કરૂં, ન કરાવું (પાપ યોગને) |
| મણસા, વયસા, કાયસા | મન, વચન ને કાયાથી |
| કરંતંપિ અન્નં | કરતાં અન્યને |

| | |
|---|---|
| નસમણુ જાણુામિ | ન ફરુ જાણું |
| વયસા, કાયસા | વચન ને કયાથી |

એવી સદ્દહણા પરૂપણાએ કરી સામાયિકનો અવસર આવ્યે સામાયિક કરિએ ત્યારે ફરસનાએ કરી શુદ્ધ

| | |
|---|---|
| એઅસ્સ | એવા |
| સામાઇય વ્વયસ્સ | સામાયિક વ્રતના |
| સમણો વાસએણું | શ્રાવકે |
| પંચ અઇઆરા | પાંચ અતિચાર |
| જાણિયવ્વા | જાણવા |
| ન સમાયરિયવ્વા | ન આચરવા |
| તં જહા | તે નીચે પ્રમાણે |
| મણ દુપ્પણિહાણે | મનથી અશુભ ચિન્તવન કરવું |
| વય દુપ્પણિહાણે | વચનથી ખરાબ બોલવું |
| કાય દુપ્પણિહાણે | શરીરથી ખરાબ રીતે વર્તવું |
| સામાઇયસ્સ સઈ અકરણુયા | સામાયિક ન કરવાની યાદી (રાખવી) |
| સામાઇયસ્સ અણુવટ્ઠિયસ્સ કરણુયા | સામાયિક પુરી થયાપહેલાં પાળવી |
| તસ્સ મિચ્છા મિ દુક્કડં | તે મારૂં પાપ મિથ્યા થાઓ |

—:o:—

# ૧ દસમું ૧૦ દિશાવકાશિક વ્રત

પૂર્વાદિ છ દિશામાં જયાં સુધી જવાની છુટ રાખી છે તે ઉપરાંત જવાના પચ્ચખાણ.

| | |
|---|---|
| ૨ જાવ, અહોરત્તં | અહોરાત્રી સુધી |
| દુવિહં, તિવિહેણું | બે કરણ ને ત્રણ યોગે કરી |
| નકરેમિ, નકારવેમિ | ન જાઉં, ન જવા દઉં |
| મણસા, વયસા, કાયસા | મન, વચન ને કાયાથી |

ફુટનોટ–૧ દિશાઓ ટુંકી કરવાનું વ્રત. ૨ આ જગ્યાએ " દિન દિન પ્રતિ પ્રારંભીને,, હતું પણ નીચે ' અહોરત્તં , બે વખત આવે છે એટણે સમજયા વિના બે વખત બોલવામાં આવતું તેથી તે મુકી દીધું છે. કોઇ કહેશે કે દરરોજ થાય છે તે માટે એ પાઠ હતો. તો દરરોજ થાય તે વાત સમજાતી નથી. જેમ અગીઆરમું વ્રત દરરોજ થઇ શકે નહી તેમ આ પણ થતું નથી. અગિઆરમામાં સર્વથા આઠ કોટિએ પચખાણ છે તેમ આમાં નથી, આમાં છુટ છે. એટલે હમેશાં સંસારમાં રહેનાર શ્રાવકને ત્રણ કોટીએ સાવદ્ય યોગનાં પચખાણ શા રીતે નભી શકે ? એટલે નવમું દસમું ને અગિયારમું એ શિક્ષા વ્રતો સ્થાયી–કાયમ ચાલુ થઇ શકતાં નથી. જયારે સાવદ્ય યોગની પ્રવૃત્તિથી છુટવાની ઇચ્છા હોય ત્યારે શ્રાવક તે વ્રતો કરી શકે છે એટલે તે વખતે એ પચખાણ (સાવધ વેપાર બંધ) કરી શકે છે

| | |
|---|---|
| કરંતંપિ અન્નં | તે દિશામાં જતાં બીજાને પણ |
| ન સમણુ જાણુમિ | ન રૂડું જાણું |
| વાયસા, કાયસા | વચન ને કાયાથી |

---

જે ભૂમિમાં છુટ રાખી છે તેમાં પાંચ આશ્રવ સેવવાના પચ્ચખાણ અને દ્રવ્યાદિકની મર્યાદા કરી છે તદુપરાંત ભોગવવાના પચ્ચખાણ

| | |
|---|---|
| જાવ, અહોરત્તં | દિવસ રાત્રી સુધી |
| એગવિહં, તિવિહેણું | એક કરણ ને ત્રણ યોગે કરી |
| ન કરેમિ | ન કરૂં-સેવું (પાંચ આશ્રવને) |
| મણુસા, વયસા, કાયસા | મન, વચન ને કાયાથી |
| એઅસ્સ | એવા |
| દિસાવગાસિય વ્વયસ્સ | દિશા અવકાશ વ્રતના |
| સમણો વાસએણું | શ્રાવકે |
| પંચ, અઈયારા | પાંચ, અતિચાર |
| જાણિયવ્વા | જાણવા |
| ન સમાયરિયવ્વા | આચરવા નહીં |
| તં જહા | તે નીચે પ્રમાણે |
| આણુવણુપ્પઓગે | હદ બહારથી ચીજ મંગાવવી |
| પેસવણુપ્પઓગે | હદ બહાર વસ્તુ મોકલવી |

| | |
|---|---|
| સદ્દાણુવાએ | ચીજ મંગાવવાનું કહેવું. |
| રૂવાણુંવાએ | રૂપ–આકૃતિની સુચના કરવી |
| બહિયા પોગલ પખેવે | બહાર પુદ્ગલ–કાંકરી આદિ ફેંકી (શમશ્યા કરવી) |
| તસ્સ મિચ્છા મિ દુક્કડં | તે પાપ મારે મિથ્યા થાઓ |

## અગિયારમું ૧૧ પોષધોપવાસ વ્રત.

---

| | |
|---|---|
| અસણું, પાણું– | અન્ન ને પાણીને |
| ખાઇમં, સાઇમં | ખાદિમ (સુખડી આદિ) સાદિમ |
| પચ્ચખ્ખામિ | (મુખવાસને) ત્યાગું છું |
| અબંભં પચ્ચખ્ખામિ | મૈથુનને ત્યાગું છું |
| મણિ, સુવન્નં પચ્ચખ્ખામિ | મણિ, સોનાના ઘરાણાંને ત્યાગું છું |
| માલા, વનગ, વિલેવણું– | માળા, સુખડ, વિલેપનને |
| પચ્ચખ્ખામિ | ત્યાગું છું |
| સથ્થ મુસલાદિ સાવજ્જોગં | શસ્ત્ર મૂશળાદિ (હથીઆર)ને |
| પચ્ચખ્ખામિ | ત્યાગું છું |
| જાવ, અહોર-તં | દિવસ રાત્રિ સુધી |

| | |
|---|---|
| **પજ્જુવાસામિ** | સેવું છું (આ વ્રતને) |
| **દુવિહં. તિવિહેણું** | બે કરણને ત્રણ યોગે |
| **નકરેમિ, નકારવેમિ** | ન કરૂં, ન કરાવું (બીજીપ્રવૃત્તિ) |
| **મણુસા, વયસા, કાયસા** | મન, વચન ને કાયાથી |
| **કુરંતંપિ અન્નં** | કરતાં બીજાને પણ |
| **ન સમણુ જાણામિ** | ન રૂડું જાણું |
| **વયસા, કાયસા** | વચન ને કાયાથી |

એવી શ્રધ્ધા પ્રરૂપણાએ કરી પોષધ ઉપવાસનો અવસર આવે પોષધ ઉપવાસ કરીએ ત્યારે ફરસનાએ કરી શુદ્ધ (આ ભાવના છે)

| | |
|---|---|
| **એઅસ્સ** | એવા |
| **પોસહોવાસ વ્વયસ્સ** | પોષધોપવાસ વ્રતના |
| **સમણો વાસએણું** | શ્રાવકે |
| **પંચ અઇયારા** | પાંચ અતિચાર |
| **જાણિયવ્વા** | જાણવા |
| **ન સમાયરિયવ્વા** | ન આચરવા |
| **તં જહા** | તે નીચે પ્રમાણે |

અપ્પડિલેહિય, દુપ્પડિલેહિય- જોયાં ન હોયને ખરાબ રીતે જોયાં હોય

સિજજા સંથારે — ઉપાશ્રય અને પથારી

અપ્પમજિજય, દુપ્પમજિજય પુંજયા ન હોય ને ખરાબ રીતે પુંજ્યા હોય

સિજજા સંથારે — ઉપાશ્રય ને પથારી

અપ્પડિલેહિય, દુપ્પડિલેહિય- જોઈ ન હોય તેમ ખરાબ રીતે જોઇ હોય

ઉચ્ચાર, પાસવણુ ભૂમિ — દિશાએ જવાની ને પિશાબ કરવાની જગ્યા

અપ્પમજિજય દુપ્પમજિજય- પુંજી ન હોય ને ખરાબ રીતે પુંજી હોય

ઉચ્ચાર, પાસવણુ ભૂમિ — દિશાએ જવાની ને પિશાબ કરવાની જગ્યા

પોસહોવવાસસ્સ- — પોષધોપવાસનું

સમણુાણુ પાલણુયા. — બરાબર પાલન ન થયું હોય

તસ્સ, મિચ્છા મિ દુક્કડં — તે મારૂં પાપ મિથ્યા થાઓ

—:૦:—

## બારમું ૧૨ અતિથિ સંવિભાગવ્રત.

| | |
|---|---|
| સમણે નિગ્ગંથે | સાધુ નિગ્રંથને |
| ફાસુય એસણિજ્જેણં | જીવ રહિત, નિર્દોષ |
| અસણં, પાણં, ખાઈમ, | અન્ન, પાણી, ખાદિમ |
| સાઇમેણં | સાદિમે કરી |
| વથ્થ, પડિગ્ગહ, કંબલ | વસ્ત્ર. પાત્ર. કાંબળ |
| પાયપુછણેણં | પગ લુંછને કરી |
| પીઢ, ફલગ | બાજોઠ પાટીઉં |
| સિજ્જા, સંથારેણં | સ્થાનક પથારીએ કરી |
| ઉંસહ, ભેસજ્જેણં | ઔષધ ચુર્ણાદિકે કરી |
| પડિલાભેમાણે વિહરામિ | વહોરાવતો વિચરૂં |

એવી શ્રદ્ધા પ્રરૂપણાએ કરી સાધુ સાધ્વીનો જોગ મળે ત્યારે પ્રાશુક નિર્દોષ વહોરાવું તે વારે ફરશનાએ કરી શુદ્ધ (આમ ભાવના ભાવવી)

| | |
|---|---|
| એઅસ્સ | એવા |
| અતિહિ સંવિભાગવ્વયસ્સ | અતિથિ સંવિભાગના વ્રતના |
| ૧ સમણો વાસએણં | શ્રાવકે |

૧ સ્ત્રીઓએ 'સમણો વાસિઆએ' કહેવું

| | |
|---|---|
| પંચ, અઈયારા | પાંચ અતિચાર |
| જાણિયવ્વા | જાણવા |
| ન સમાયરિયવ્વા | ન આચરવા |
| તં જહા | તે નીચે પ્રમાણે |
| સચિત્ત નિખેવણિયા | સચિતમાં અચિત નાંખી વહોરાવવું |
| સચિત્ત પેહણુયા | સચિતથી ઢાંકેલી (ચીજ) વહોરાવવી |
| કાલાઇ ક્કમે | કાળ ગયેલી (ચીજ) વહોરાવવી |
| પરોવએસે | બીજાને કહેવું (વહોરાવવા) |
| મચ્છરિયાએ | અહંકાર કરવો (વહોરાવીને) |
| તસ્સ મિચ્છા મિ દુક્કડં | તે મારૂં પાપ મિથ્યા થાઓ |

## અપચ્છિમ [1]મારણાંતિય સંલેહણા

---

| | |
|---|---|
| ૨ પોષહસાલં | પોષધ કરવાની શાળા જગ્યા |
| ,, પમજીય | સાફ કરીને |
| ,, ઉચ્ચાર પાસવણુ ભૂમિં | ઝાડો પેશાબની જગ્યાને |

---

૧ હવે છેવટ નથી એવા મરણ પાસે આવેલા વખતે અન્ન જળ નો ત્યાગ.

૨ ,, આ નિશાન સંલ્લેખના કરવાની વિધિ સમજાવે છે.

| | |
|---|---|
| ,, પડિલેહિય | જોઇને |
| ,, ગમણુા ગમણું | જતાં આવતાંની ક્રિયાને |
| ,, પડિક્કમિય | આલોચીને-વિચારીને |
| ,, દબ્ભાદિ સંથારં | દર્ભ આદિ પથારીને |
| ,, સંથરિય | પાથરીને |
| દબ્ભાદિ સંથારં દુરૂહિય | દર્ભની પથારીમાં બેસીને |
| પુવ્વચ ઉત્તર દિસાસુ | પૂર્વ કે ઉત્તર દિશામાં |
| પલ્લંકાદિ આસણે નિસીજીય | પદ્મ આસને બેસીને |
| કરયલ સંપગહિય | બે હાથ જોડીને |
| સિરસા વન્તય મથ્થએ | મસ્તકે આવર્તન દઇ મસ્તકે |
| અંજલિકટ્ટુ | બે હાથ જોડી |
| એવં વયાસિ | એમ કહે |
| નમોથ્થુણં | નમસ્કાર હો |
| અરિહંતાણું | અર્હંતોને |
| ,, ભગવંતાણું | ભગવાનોને |
| ,, જાવ સંપન્તાણં તિકટ્ટુ | યાવત મોક્ષ પામ્યા તેમને એમ કરી |
| ,, નમોથ્થુણં | નમસ્કાર હો |
| ,, મમધમ્મ આયરિયસ્સ | મારા ધર્મ આચાર્યને |
| ,, મમધમ્મ ઉવહેસિયસ્સ | મારા ધર્મ ઉપદેશકને |
| ,, જાવ સંપાવિઉ કામસ્સ | યાવત્ મોક્ષ પામવાના અભિલાષિ છે તેમને |

,, ત્તિકટ્ટુ                    એમ કરી

પૂર્વે જે વ્રત આદર્યાં છે તે આલોચી નિંદી નિશલ્ય થઇ

સવ્વ પાણાઇવાયં પચ્ચખ્ખામિ સર્વ હિંસાને ત્યાગું છું
સવ્વ મુસાવાયં પચ્ચખ્ખામિ સર્વ   ઠને ત્યાગું છું
સવ્વ અદિન્નાદાણું પચ્ચખ્ખામિ સર્વ ચોરીને ત્યાગું છું
સવ્વ મેહુણું પચ્ચખ્ખામિ સર્વ મૈથુનને ત્યાગું છું
સવ્વ પરિગ્ગહં પચ્ચખ્ખામિ સર્વ પરિગ્રહને ત્યાગું છું
સવ્વ કોહં પચ્ચખ્ખામિ સર્વ ક્રોધને ત્યાગું છું
જાવ, મિચ્છા, દંસણ, સલ્લં યાવત્ ખોટિ શ્રધ્ધાને શલ્યને
પચ્ચખ્ખામિ                    ત્યાગું છું
અકરણિજ્જ જોગં પચ્ચખ્ખામિ ન કરવા જોગ વેપારને
ત્યાગું છું

જાવજીવાએ                    જીવું ત્યાં સુધી
તિવિહં તિવિહેણં            ત્રણ કરણને ત્રણ યોગે
નકરેમિ, નકારવેમિ          ન કરૂં ને ન કરાવું,
કરંતંપિ અન્નં નસમણું જાણામિ  કરતાં બીજાને પણ ન
રૂડું જાણું
માણસા, વયસા, કાયસા  મન, વચન ને કાયાથી
ત્તિકટ્ટુ                    એમ કરી
સવ્વં અસણું, પાણું, ખાઇમં,-સર્વ અન્ન પાણી ખાદિમ
સાઇમં ચઉવિહં મપિ-   સ્વાદિમ (આ) ચારે પણ

| | |
|---|---|
| આહારં પચ્ચખ્ખામિ | આહારને ત્યાગું છું |
| જાવજીવાએ | જીવું ત્યાં સુધી |
| તિવિહં તિવિહેણું | ત્રણ કરણને ત્રણ યોગે |
| તિકટ્ટુ, જં પિયં | એમ કરી જે વહાલું |
| ઈમં, સરિરં | આ શરીર |
| ઇઠં, કંતં, પીયં | ગમતું, સુંદર, પ્રિય |
| મણુન્નં, મણામં | મનોજ્ઞ બહુ વહાલું |
| ધીજં, વિસાસીયં | ધૈર્યને વિશ્વાસ ઉપજાવનાર |
| સમયં, અણુમયં | માનેલું વિશેષ માનેલું |
| બહુમયં | બહુ પ્રકારે |
| ભંડ, કરંડગ સમાણું | ઉપકરણના કરંડિયા સમાન |
| રયણુ કરડંગ ભૂયં | રત્નના કરંડિયા સમાન |
| માણું સિયં | રખે ટાઢ વાય |
| માણું ઉન્હં | રખે તાપ લાગે |
| માણું ખુહા | રખે ભૂખ લાગે |
| માણું પિવાસા | રખે તરસ લાગે |
| માણું બાલા | રખે સર્પ કરડે |
| માણું ચોરા | રખે ચોરનો ભય થાય |
| માણું દંસા | રખે ડાંસ કરડે |
| માણું મસગા | રખે મચ્છર કરડે |
| માણું વાઈયં પિત્તિયં | રખે વાતપિત્ત વ્યાધિ થાય |

માણું સંભિમ સન્નિવાઇયં રખે શ્લેષ્મ સન્નિપાત થાય
માણું વિવિહા રોગાયંકા રખે વિવિધ રોગ
પરિસ્સહો વસગા ફાસા ફુસંતિ પરિષહ ઉપસર્ગ સ્પર્શ
કરે (થાય)
ઇયં પિયં પિ એવા વહાલા (શરીરને) પણ
ચરિમેહિં ઉસાસં નિસાસેહિં છેલ્લા ઉશ્વાસ નિશ્વાસે કરી
વોસિરામિ ત્તિકટ્ટુ તજું છું એમ કરી
કાલં અણુવ કંખમાણે કાળને ન ચાહતો
વિહરામિ વિચરૂં

એવી શ્રધ્ધા પ્રરૂપણાએ કરી અણશણનો અવસર આવે ત્યારે અણશણ કરીએ ત્યારે ફરસનાએ કરી શુધ્ધ (એમ ભાવના ભાવવી)

અપચ્છિમ છેવટના
મારણુંતિયં મરણ સમિપ
સંલેહણા ઝુસણા રાહણાએ સંલેખના ક્ષમાયુક્ત
આરાધનાના
પંચ અઇયારા પાંચ અતિચાર
જાણિયવ્વા જાણવા
ન સમાયરિયવ્વા ન આચરવા
તં જહા તે નીચે પ્રમાણે

| | |
|---|---|
| ઇહલોગા સંસપ્પઉગે | આ લોકની ઇચ્છા કરવી |
| પરલોગા સંસપ્પઉગે | પરલોકની ઇચ્છા કરવી |
| જીવિયા સંસપ્પઉગે | જીવિતની ઇચ્છા કરવી |
| મરણા સંસપ્પઉગે | મરણની ઇચ્છા કરવી |
| કામભોગા સંસપ્પઉગે | કામભોગની ઇચ્છા કરવી |
| તસ્સ મિચ્છા મિ દુક્કડં | તે મારૂં પાપ મિથ્યા થાએ |

## અઢાર ૧૮ પાપસ્થાન

---

| | |
|---|---|
| ૧ પ્રાણાતિપાત | ૧૦ રાગ |
| ૨ મૃષાવાદ | ૧૧ દ્વેષ |
| ૩ અદત્તાદાન | ૧૨ કલેશ |
| ૪ મૈથુન | ૧૩ અભ્યાખ્યાન |
| ૫ પરિગ્રહ | ૧૪ પૈશુન્ય |
| ૬ ક્રોધ | ૧૫ પરપરિવાદ |
| ૭ માન | ૧૬ રતિ. અરતિ |
| ૮ માયા | ૧૭ માયા મૃષા |
| ૯ લોભ | ૧૮ મિથ્યાદર્શનશલ્ય |

આ અઢાર પાપસ્થાનો સેવ્યાં હોય સેવરાવ્યા હોય સેવતા પ્રતિ અનુમોદ્યાં હોય તો ' તસ્સ મિચ્છા મિ દુક્કડં „

# વંદના પહેલી.

———:૦:———

પહેલી વંદના જયવંતા જઘન્ય વીસ, ઉત્કૃષ્ટ હોય ત્યારે "એકસો ને સીતેર,, તીર્થંકર દેવને કરૂં છું. તે સ્વામી અનંત જ્ઞાન અનંત દર્શન, અનંત ચારિત્ર, અનંત તપ, અનંત વીર્ય, અનંત ધૈર્ય આ ૭ ગુણે યુકત બીરાજે છે. ચોત્રીસ અતિશયે કરી, પાંત્રીસ પ્રકારની સત્ય વાણીએ સહીત, એક હજારને આઠ ઉત્તમ લક્ષણના ધારનાર, ચોસઠ ઇંદ્રિના પૂજયનિક, અર્ચનિક, વંદનિક, છકાયના રક્ષક, "મા'હણો, મા'હણો, શબ્દના કરનાર, અષ્ઠ મહાપ્રતિહાર્ય, તથા અનંત જ્ઞાનાતિશય, અનંત પુજાતિશય, અનંત વચનાતિશય, અનંત અપાય અપગમાતિશય, એ બાર ગુણે સહીત છે. અને અઢાર દૂષણ રહિત છે એવા પરમપુરૂષ તીર્થંકર દેવને, અવિનય અભક્તિ, અશાતના, અપરાધ કર્યા હોય તો મન વચન ને કાયાએ કરી વારંવાર વંદના કરી માફી માગું છું.

———

## વંદના બીજી.

---

બીજી વંદના જઘન્ય બે ક્રોડ કેવલી, ઉત્કૃષ્ટ નવ ક્રોડ કેવલી ભગવાન તેમને કરૂં છું. તે સ્વામી કેવા છે? ચાર ઘનઘાતી કર્મ ક્ષય કર્યા છે ચાર અઘાતી કર્મ પાતળાં પાડયા છે. મારા તમારા મનની વાત જાણી રહ્યા છે. ચૌદ રાજલોક હાથમાં રહેલાં આમળાનાં ફળની માફક દેખી રહ્યા છે. ભવ્ય જીવના સંશયને ટાળે છે. તે સંજોગી, શુકલલેશ્યી, સશરીરી, કેવળજ્ઞાની, કેવળ દર્શની, ક્ષાયક સમ્યકત્વી, યથાખ્યાત ચારિત્રી, શુભધ્યાની સર્વાત્મિક શકિતમાન એમ અનંત ગુણે યુકત વિચરે છે, તેમનો અવિનય, અભકિત, અશાતના કરી હોય તો મન વચન ને કાયાએ કરી વારંવાર માફી માગી વંદના કરૂં છું.

## ત્રીજી વંદના.

---

ત્રીજી વંદના અનંતાનંત સિદ્ધ પરમાત્માઓને કરૂં છું. તેઓ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહ-

નીય, આયુષ્ય, નામ, ગોત્ર ને અંતરાય આ આઠકર્મ ક્ષય કરી સિદ્ધિપદને પામ્યા છે. તે સિદ્ધિ પદ કયાં છે? આ સમભૂતલ પૃથ્વીથી સાતસેં નેવુ જોજન ઉંચે તારા મંડલ છે. ત્યાંથી દશ જોજન ઉંચે સૂર્યનું વિમાન છે. ત્યાંથી એંસી જોજન ઉંચે ચંદ્રમાનું વિમાન છે. ત્યાંથી ચાર જોજન ઉંચે નક્ષત્રનાં વિમાન છે. ત્યાંથી ચાર જોજન ઉંચે બુધનું વિમાન છે. ત્યાંથી ત્રણ જોજન ઉંચે શુક્રનું વિમાન છે. ત્યાંથી ત્રણ જોજન ઉંચે બ્રહસ્પતિનું વિમાન છે. ત્યાંથી ત્રણ જોજન ઉંચે મંગળનું વિમાન છે. ત્યાંથી ત્રણ જોજન ઉંચે શનિનું વિમાન છે એમ નવસેંજોજન સુધી જ્યોતિષ ચક્ર છે. તે ઉપરાંત અસંખ્ય જોજનની કોડા કોડી ઉંચે પહેલું સુધર્મા ને બીજું ઈશાન નામે દેવલોક છે, તે એકેક અર્ધ ચંદ્રાકારે એટલે બે મળી પૂર્ણ ચંદ્રાકારે છે. પહેલામાં બત્રીસ લાખ ને બીજામાં અઠાવીસ લાખ વિમાન છે ત્યાંથી અસંખ્ય જોજન ઉપર ત્રીજું સનંત્કુમાર ને ચોથું માહેંદ્ર એ બે દેવલોક છે, તે બે મળી પૂર્ણચંદ્રાકારે છે ત્રીજામાં બારલાખ ને ચોથામાં આઠ લાખ વિમાન છે તે ઉપર અસંખ્યાતા જોજને પાંચમું બ્રહ્મ દેવલોક છે.

તે પૂર્ણ ચંદ્રાકારે છે, તેમાં ચાર લાખ વિમાન છે તે ઉપર અસંખ્ય જોજન ઉંચે છઠું લાંતક દેવલોક છે તે પૂર્ણ ચંદ્રાકારે છે; તેમાં પચાસ હજાર વિમાન છે. ત્યાંથી અનંત જોજન ઉપર સાતમું મહાશુક્ર દેવલોક તે પુર્ણ ચંદ્રાકારે છે તેમાં ચાલીસ હજાર વિમાન છે. ત્યાંથી અસંખ્ય જોજન ઉપર આઠમું સહસ્ત્રાર નામે દેવલોક છે તે પુર્ણ ચંદ્રાકારે છે તેમાં છ હજાર વિમાન છે. ત્યાંથી અસંખ્ય જોજન ઉંચે નવમુ આનતને દસમું પ્રાણાત દેવલોક છે. તે બે મળી પુર્ણ ચંદ્રાકારે ને બે માં મળી ચારસેં વિમાન છે. ત્યાંથી અસંખ્ય જોજન ઉંચે અગિયારમું આરણ ને બારમું અચ્યુત આ બન્ને દેવલોક જોડાજોડ છે. ને બે મળી; પુર્ણ ચંદ્રાકારે છે. બેયમાં મળીને ત્રણસેં વિમાન છે ત્યાંથી અસંખ્ય જોજન ઉપર નવ ગ્રૈવેયક છે તેમાં ત્રણસેંને અઢાર વિમાન છે ત્યાંથી અસંખ્ય જોજન ઉપર પાંચ અનુત્તર વિમાન છે પહેલું વિજય, બીજું વૈજયંત, ત્રીજું જયંત, ચોથું અપરાજીત ને પાંચમું સર્વાર્થસિધ્ધ. આ સર્વેમાં મળી ને ચોરાશી લાખ સતાણું હજાર ને તેવીસ વિમાન છે તે સર્વાર્થસિદ્ધ વિમાનની ધ્વજા—પતાકાથી બાર જોજન

ઉંચે સિદ્ધિ શિલા છે તે પીસતાલીસ લાખ જોજન ની લાંબી પહોલી છે. મધ્યમાં આઠ જોજન જાડી છે, ને ઉતરતે છેડે માખીની પાંખ કરતાં પાતળી છે. ગોક્ષીર, શંખ, ચંદ્ર, રૂપાના પટ, મોતીના હાર, ને ક્ષીર સાગરના પાણીથી પણ ઘણી ઉજળી છે. તેની ફરતી પરિધિ, એક ક્રોડ બેંતાલીસલાખ ત્રીસ હજાર બસો ઓગણપચાસ જોજન એક ગાઉ સત્તરસેં છાસઠ ધનુષ્ય પોણા છ આંગળથી ઝાઝી છે. તે સિધ્ધિ શિલા ઉપર ઉંચે એક જોજન જઇએ તેના છેલા ગાઉના છઠા ભાગમાં સિદ્ધ પરમાત્માઓ અનંતજ્ઞાન, અનંત દર્શન, નિરાબાધ, ક્ષાયક સમ્યકત્વ. અક્ષય, અરૂપ, અગુરૂ લઘુ, અત્રીર્ય આ સર્વોત્કૃષ્ટ આઠ ગુણે યુક્ત બિરાજમાન છે. તેઓને જન્મ, જરા, દુઃખ, ભૂખ, તૃષા પીડા, આપદા. કાંયા, કલેશ, મોહ, માયા, રાગ, દ્વેપ નથી ને સર્વ પૌદ્ગલિક રજકણથી રહિત છે અને અનંત અનંત આત્મિક સુખની લહેરમાં બીરાજી રહેલ છે. તેમને અવિનય, અભક્તિ, અશાતના, અપરાધ થયો હોય તો "તિખ્ખુત્તોનો પાઠ, ત્રણવાર ભણી વંદના કરી માફી માગું છું.

# વંદના ચોથી.

ચોથી વંદના મારા તમારા ધર્મગુરૂ ધર્માચાર્ય, ઉપાધ્યાય, સાધુ, સાધ્વી શ્રીમાન ધર્મસીંહ મુનિના સંપ્રદાયમાં ગામ નગરે બિરાજે છે તેમને કરૂં છું. તે મહાપુરૂષ, પંડિત રાજ, બહુસૂત્ર–સિદ્ધાંતના પારગામી, કલ્પવૃક્ષ સમાન, તરણ તારણ નાવ સમાન, સફરી જહાજ સમાન જીન શાસનના શણગાર, પાંચ ઇંદ્રિયના નિગ્રહ કરનાર નવ વિધિ બ્રહ્મચર્યના પાળનાર, ચાર કષાય જીતનાર, પંચ મહાવ્રતે સહીત પંચાચાર યુક્ત, પાંચ સમિતિ સહિત ત્રણ ગુપ્તીએ ગુપ્ત, અગિયાર અંગને બાર ઉપાંગ ભણી ભણાવનાર, ચરણ સિત્તેરી, અને કરણ સિત્તેરી શુધ્ધ પાળે ને પળાવે એમ છત્રીસ ગુણે યુકત આચાર્ય જી, તથા પચીસ ગુણે યુકત ઉપાધ્યાયજી ને સતાવીસ ગુણે યુકત સાધુ સાધવીજી બિરાજે છે તેમને જ્ઞાન, દર્શન, ચારિત્ર ને તપને વિષે કોઇપણ પ્રકારનો અવિનય, અભક્તિ, અશાતના, અપરાધ કર્યો હોય તો વારંવાર ક્ષમા માગી "તિખ્ખુતોનો" પાઠ ત્રણવાર ભણી વંદના કરી માફી માગું છું.

# પાંચમી વંદના.

પાંચમી વંદના જઘન્ય બે હજાર ક્રોડ સાધુ, ઉત્કૃષ્ટ નવ હજાર ક્રોડ સાધુ મુનિરાજને કરૂં છું. તે મહાપુરૂષો ષટ્-કાયના પીયર, ષટ-કાયની રક્ષા કરનાર સાત ભય રહિત, આઠ મદના ગાળનાર, પાંચ સમિતિ સહીત, ત્રણ ગુપ્તિએ ગુપ્ત, બારે ભેદે તપ કરનાર, સતરે ભેદે સંજમ પાળનાર, વીસ અસમાધિ ટાળનાર એકવીસ સબળ દોષ વરજનાર, બાવીસ પરિસહ જીતનાર, પચીસ ભાવના ભાવનાર, પંચ મહાવ્રતના ધારનાર, પાંચ ઇંદ્રિયનો નિગ્રહ કરનાર, ચાર કષાયના જીતનાર, ભાવસત્ય, કરણ સત્ય ને યોગ સત્યના ધારણ કરનાર, ક્ષમાવાન, વૈરાગ્યવાન, મન, વચન ને કાયાના અશુભ યોગનો રોધ કરનાર, જ્ઞાન સંપન્ન, દર્શન સંપન્ન, ચારિત્ર સંપન્ન, વેદના ને મરણના દુઃખને સહન કરનાર, આ સતાવીસ ગુણેયુકત, પરમપવિત્ર, સંવેગી, નિર્વેદી, મહાનુભાવી, એમ અનેક ગુણે યુકત પંદર ક્ષેત્રમાં વિરાજમાન છે તેમને મારા તમારા જીવે અવિનય, અભકિત, અશાતના, અપરાધ મન વચનને કાયાએ કરી કર્યો હોય તો ક્ષમા માગી "તિખ્ખુતો"નો પાઠ ત્રણવાર ભણી વંદના કરૂં છું.

## ખામણા.

શ્રાવક શ્રાવિકાને ખમાવું છું. દાન, શીલ. તપને ભાવનાના ભાવનારને ખમાવું છું. સમદષ્ટિ જીવોને ખમાવું છું. જૈન માર્ગ રૂડો જાણનારને ખમાવું છું. ઉપકારી બાઇઓ ભાઇઓને ખમાવું છું. ચોરાશી લાખ યોનિ જીવોને ખમાવું છું. સાત લાખ પૃથ્વીકાય, સાત લાખ અપકાય, સાતલાખ તેજસ્કાય, સાતલાખ વાયુ કાય, દસલાખ પ્રત્યેક વનસ્પતિ કાય, ચૌદ લાખ સાધારણ વનસ્પતિ કાય, બે લાખ બેઈંદ્રિય, બે લાખ તે ઇંદ્રિય: બે લાખ ચૌરિદ્રિંય, ચાર લાખ નારકી, ચાર લાખ તિર્યંચ પંચિંદ્રિય. ચૌદ લાખ મનુષ્ય. ચાર લાખ દેવતા એમ ચોરાશી લાખ યોનિ જીવોને ખમાવું છું. તેમને હાલતાં; ચાલતાં, ઉઠતાં, બેસતાં પરિતાપના પીડા ઉપજાવી હોય કે ઉપજાવતાં રૂડી જાણી હોય તો અનંત સિધ્ધ કેવળી ભગવાનની સાખે "મિચ્છામિ દુક્કડ"

(અહીંયા પાંચમા આવશ્યકની આજ્ઞા માગવી પછી "દેવસિય પ્રાયશ્ચિત વિશુદ્ધનાર્થં કરેમિ કાઉસગં કહી "નમો અરિહંતાણંથી તસ્સ ઉત્તરી,, ના પાઠ સુધી બોલવું. પછી નીચે પ્રમાણે ધર્મધ્યાનનો કાઉસ્સગ કરવો)

| | |
|---|---|
| ધમ્મેઝાણે, ચઉવિહે | ધર્મધ્યાન, ચાર પ્રકારે ને |
| ચઉ. પડિહારે | ચાર દ્વારે |
| પન્નતે, તંજહા | કહેલ છે તે નીચે પ્રમાણે |
| આણા વિજયે | (પ્રભુ) આજ્ઞાનો વિચાર કરવો |
| અવાય વિજયે | (રાગ દ્વષાદિ) દોષનો વિચાર કરવો |
| વિવાગ વિજયે | કર્મના ફળના વિપાકનો વિચાર કરવો |
| સંઠાણ વિજએ | ત્રણ લોકનું સ્વરૂપ વિચારવું |
| ધમ્મસ્સં, ણું, ઝાણસ્સ | ધર્મ ધ્યાનના |
| ચત્તારિ લખ્ખણા | ચાર લક્ષણ |
| પન્નત્તે તં જહા | કહેલ છે તે નીચે પ્રમાણે |
| આણારૂઇ | વીતરાગની આજ્ઞા પાળવા રૂચી થાય |
| નિસગ્ગરૂઇ | સ્વાભાવિક રૂચી થાય |

| | |
|---|---|
| સૂત્ર રૂઇ | સૂત્ર ભણવા–સાંભળવા રૂચી (પ્રભુ માર્ગમાં થાય) |
| ઉવએસરૂઇ | ઉપદેશ સાંભળવા રૂચી થાય |
| ધમ્મસ્સણું ઝ્ઝાણુસ્સ | ધર્મધ્યાનના |
| ચત્તારિ, આલંબણા | ચાર આલંબન |
| પન્નત્તે, તં જહા | કહ્યાં છે તે નીચે પ્રમાણે |
| વાયણા, પુચ્છણા | વાંચવું, પૂછવું |
| પરિયટ્ટણા, ધમ્મકહા | ફેરવવું, ધર્મકથા |
| ધમ્મસ્સણું ઝ્ઝાણુસ્સ | ધર્મધ્યાનની |
| ચત્તારિ, અણુપ્પેહા | ચાર વિચારણા |
| પન્નત્તે, તં જહા | કહી છે તે નીચે પ્રમાણે |
| એગચ્ચાણુપ્પેહા | આત્મા એકજ છે એવો વિચાર કરવો |
| અણિચ્ચાણુપ્પેહા | આ સર્વ અનિત્ય છે એ વિચાર કરવો |
| અસરણાણુપ્પેહા | (ધર્મ વિના) કોઇ શરણુ નથી એવો વિચાર કરવો |
| સંસારાણુપ્પેહા | સંસારનો આવો સ્વભાવ છે એવો વિચાર કરવો |

આ પાઠનો દિવસના ભાગમાં કાઉસગ્ગ કરવો રાત્રીમાં નીચે પ્રમાણે બાર શબ્દો વધારે કાઉસગ્ગમાં ચિંતવવા

ॐ

| | |
|---|---|
| અણુસણું | આહાર ત્યાગ |
| ઉનોયરિયા | ઓછું ખાવું |
| વિત્તિસંખેવણા | દ્રવ્યનો નિયમ |
| રસપરિચ્ચાઓ | રસનો ત્યાગ |
| કાયા કિલેસો | કાયા કલેશ |
| પડિસંલિણુય | ઇંદ્રિયોનો નિરોધ |
| પાયચ્છિતં | પ્રાયશ્ચિત |
| વિણુઓ | વિનય |
| વેયાવચ્ચં | સેવા ભકિત |
| સજ્ઝાઓ | સ્વાધ્યાય |
| ઝાણું | ધ્યાન |
| વિઉસ્સગો | શરીર ત્યાગ |

(ઉપર પ્રમાણે કાઉસગ કરી " નમો અરિહંતાણું કહી પાળવો પછી " લોગસ,, નો પાઠ બોલવો પછી " ઈચ્છામિ ખમાસમણો,, નો પાઠ બે વાર બોલવો)

હવે પહેલે સામાયિક, બીજે ચોવીસ જિન સ્તુતિ ત્રીજે વંદના, ચોથે પ્રતિક્રમણ, ને પાંચમે કાયોત્સર્ગ આ પાંચ આવશ્યક પુરા થયાં. છઠા પચ્ચખાણ માટે ઉભા થઇ ગુરૂ સામે હાથ જોડી સવિનય વંદના કરીને પછી છઠા આવશ્યકની આજ્ઞા માગવી. ત્યાર બાદ ગુરૂને ચઉવિહારના પચ્ચખાણ કરાવવા વિનય સહિત કહેવું. ગુરૂ ન હોય તો શ્રાવક પાસેથી પચ્ચખાણ કરવા. તે પણ ન હોય તો પોતાની મેળે કરવા.

પહેલે સામાયિક. બીજે ચોવીસંથો, ત્રીજે વંદના ચોથે પ્રતિક્રમણ પાંચમે કાઉસગ્ગ ને છઠે પચ્ચખાણ આ છ આવશક પુરા થયા તેમાં ગાથા, પદ, અક્ષર, કાનો માત્રા, મીંડં, હસ્વ, દીર્ઘ, ઓછો અધિક વિપરિત ભણાયો હોય તો કેવળી ભગવંતની સાખે " મિચ્છા મિ દુક્કડં ,,

મીથ્યાત્વનું પ્રતિક્રમણ, અવ્રતનું પ્રતિક્રમણ, પ્રમાદનું પ્રતિક્રમણ, કષાયનું પ્રતિક્રમણ, અશુભ યોગનું પ્રતિક્રમણ. આ પાંચે દોષ ટાળી પ્રતિક્રમણ કર્યું ન હોય તો કેવળી ભગવંતની સાખે "મિચ્છા મિ દુક્કડં.,

ગયા કાળનું પ્રતિક્રમણ, વર્તમાન કાળની સામાયિક, આવતા કાળના પચ્ચખાણ એ ત્રણ કાળની વિશુદ્ધિ.

# પચ્ચખાણ.

## નમોકારસીનું પચ્ચખાણ.

| | |
|---|---|
| સૂરઉગ્ગએ | સુર્ય ઉગ્યાથી |
| નમો કારસિયં | નવકાર ગણી પાળતાં સુધી |
| પચ્ચખામિ | ત્યાગું છું. |
| ચઉવિહં પિ આહારં | ચારે આહારને |
| અસણં, પાણં | અશન, પાણી |
| ખાઇમં, સાઇમં | ખાદિમ ને સ્વાદિમ. |
| અન્નથણાભોગેણં | અજાણે મોઢામાં પડતાં |
| સહસા ગારેણં | અચાનકના આગારે |
| વોસિરામિ | ત્યાગું છું. (ચારે આહાર) |

## પોરસીનું પચ્ચખાણ.

| | |
|---|---|
| સૂરઉગ્ગએ | સૂર્ય ઉગ્યાથી |
| પોરસિયં | પહોર દિવસ ચડે ત્યાં સુધી |
| પચ્ચખામિ | ત્યાગું છું. |

| | |
|---|---|
| ચઉવિહં પિ આહારં | ચારે આહારને |
| અસણં, પાણં | અશન પાણી |
| ખાઇમં, સાઇમં | ખાદિમને સ્વાદિમ |
| અન્નથણા ભોગેણં | અજાણે મોઢામાં પડતાં |
| સહસ્સા ગારેણં | અચાનક આગારે |
| પચ્છન્ન કાલેણં | ગુપ્ત વખતે કરી |
| દિશા મોહેણં | દિશા ચડવે કરી |
| સાહુ વયણેણં | સાધુ વચને કરી |
| સવ્વસમાહિ વત્તિયાગારેણં | સર્વ સમાધિ આદિ આગારે કરી. |
| વોસિરામિ. | ત્યાગું છું. |

## મધ્યાનનું પચ્ચખાણ.

---

| | |
|---|---|
| સૂરઉગ્ગએ | સુર્યોદયથી |
| પુરિમઢં | બપોર સુધી |
| પચ્ચખામિ | ત્યાગું છું. |
| ચઉવિહં પિ આહારં | ચારે આહારને |
| અસણં, પાણં, | અશન, પાણી, |
| ખાઇમં, સાઇમં | ખાદિમ, સ્વાદિમ |

| | |
|---|---|
| અન્નથણાભોગેણં | અજાણે મોમાં પડતાં |
| સહસ્સા ગારેણં | અચાનક આગારે |
| પચ્છન્ન કાલેણં | ગુપ્ત વખતે |
| દિસા મોહેણં | દિશા ચડતાં |
| સાહુ વયણેણં | સાધુ વચને |
| મહત્તા ગારેણં | વડા સાધુના વિનયાદિ કારણે કરી |
| સવ્વસમાહિવત્તિયા ગારેણં | સર્વ સમાધિ વર્તવાના આગારે |
| વોસિરામિ. | ત્યાગું છું. |

## દુવિહારનું પચ્ચખાણ.

---

| | |
|---|---|
| એકાસણું, પચ્ચખામિ | એક આસને બેસી જમવા ઉપરાંત ત્યાગું છું. |
| દુવિહં, પિ આહારં | બે પ્રકારના આહારને પણ |
| અસણં, ખાઇમં | અશન ને ખાદિમને. |
| અન્નથણા ભોગેણં | અજાણે મોંમાં પડતાં |
| સહસ્સાગારેણં | અચાનક આગારે |
| સાગારિ આગારેણં | ગ્રહસ્થના આગારથી |
| આઉટ્ટણ પસારેણં | અંગોપાંગ લંબાવવાથી |

| | |
|---|---|
| ગુરૂ અભુઠાણેણં | ગુરૂસામે ઉભા થવાથી |
| પરિઠાવણિયા ગારેણં | પરઠવું પડે આ આગારથી |
| મહત્તા ગારેણં | વડા સાધુના વિનયાદિ કારણે |
| સવ્વસમાહિવિત્તિયા ગારેણં | સર્વ સમાધિ વર્તવાના આગારે |
| વોસિરામિ | ત્યાગું છું, |

## પચ્ચખાણ પાંચમું.

| | |
|---|---|
| એકઠાણું, પચ્ચખામિ | એક સ્થાનકે બેસી જમવા ઉપરાંત ત્યાગું છું |
| ચઉવિહં પિ આહારં | ચારે પ્રકારના આહારને |
| અસણં, પાણં, | અશન, પાણી |
| ખાઈમં, સાઇમં | ખાદિમ, સ્વાદિમ |
| અન્નથણા ભોગેણં | અજાણે મોમાં પડતા |
| સહસ્સાગારેણં | અચાનક આગારે |
| સાગારિ આગારેણં | ગ્રહસ્થના આગારથી |
| ગુરૂ અભુ ઠાણેણં | ગુરૂ સામે ઉભા થતા |
| પરિઠાવણિયા ગારેણં | પરઠવું પડે આ આગારથી |

| | |
|---|---|
| સવ્વસમાહિવિત્તિયા ગારેણં | સર્વ સમાધિ વર્તવાના આગારે |
| વોસિરામિ | ત્યાગું છું. |

## આંબેલનું પચ્ચખાણ.

—:૦:—

| | |
|---|---|
| આયંબિલં પચ્ચખામિ | આંબેલનું પચ્ચખાણ કરૂં છું |
| તિવિહં, ચઉવિહં પિ આહારં | ત્રણ અગર ચારે આહારના |
| અસણં પાણં, | અસન, પાણી |
| ખાઇમં, સાઇમં, | ખાદિમ, સ્વાદિમ |
| અન્નથણા ભોગેણં | અજાણે મોમાં પડતાં |
| સહસ્સાગારેણં | અચાનક આગારે |
| લેવા લેવણં | (ઘી આદીના) લેપ અલેપે |
| ગિહત્થ સંસઠેણં | ગ્રહસ્થના સંઘટે |
| ઉખિત્ત વિવગ્ગેણં | ઘી આદી ભોજન ઉપર મુકયે |
| પરિઠાવણિયાગારેણં | પરઠવું પડે આ આગારથી |
| મહત્તા. ગારેણં | વડા સાધુના વિનયાદિ કારણે |

| | |
|---|---|
| સવ્વ સમાહિવિત્તિયાગારેણું | સર્વ સમાધિ વર્તવાના આગારે |
| પાણસ્સલેવણું વા | પાણીના લેપે અથવા |
| અલેવણું વા | અલેપે અથવા |
| અચ્છેણુ વા | ઉના પાણીએ |
| બહુલેણુ વા | ધોએલા પાણીએ |
| સસિથેણુ વા | ટાઢા પાણીએ |
| અસિથેણુ વા | ગળેલે પાણીએ (આ આગારથી) |
| વોસિરામિ | ત્યાગું છું. |

## ઉપવાસનું પચ્ચખાણ

સૂર ઉગ્ગએ, અભત્તઠં, પચ્ચખામિ તિવિહં, પિઆહારં, અસણં, ખાઇમં, સાઈમં, અન્નથણા ભોગેણં, સહસ્સાગારેણું, પરિઠાવણિયા ગારેણં, મહત્તા ગારેણં, સવ્વ સમાહિ વિત્તિયા ગારેણં, પાણસ્સલેવણં, અલેવણંવા, અચ્છેણં વા, બહુલેણં વા, સસિથેણુ વા, અસિથેણવા, વોસિરામિ.

## પચ્ચખ્ખાણ આઠમું

દિવસ્સચરીમં, પચ્ચખ્ખામિ, ચઉવ્વિહં પિ આહારં અસણં, પાણં, ખાઇમં, સાઇમં, અન્નથણા ભોગેણં સહસ્સા ગારેણં, મહત્તાગારેણં, સવ્વ સમાહિ વિત્તિયા ગારેણં વોસિરામિ.

## નિવિનું પચ્ચખાણ

નિવિગઈયં, પચ્ચખામિ, તિવિહં પિ આહારં અસણં, ખાઇમં, સાઇમં, અન્નથણા ભોગેણં. સહસ્સા ગારેણં, લેવા લેવણં, ગિહથ સંસઠેણં. ઉખિત્ત વિવગ્ગેણં. પડુચ્ચ મખિએણં, પરિઠાવણિયા ગારેણં, મહતા ગારેણં, સવ્વ સમાહિ વિત્તિયા ગારેણં, વોસિરામિ.

## પચ્ચખાણ દસમું

અભિગ્ગહં, પચ્ચખામિ, અન્નથણા ભોગેણં. સહસ્સા ગારેણં; મહત્તા ગારેણં, સવ્વ સમાહિ વિત્તિયા ગારેણં વોસિરામિ.

# ધર્મધ્યાનનો વધારે અર્થ

ધર્મધ્યાનના મુખ્ય સોળ ભેદ કહ્યા છે. તે પૈકી પ્રથમ ચાર ભેદ—આજ્ઞા વિચય, અપાય વિચય, વિપાક વિચય, સંઠાણ વિચય, તેના અર્થઃ—

૧ આણા વિજય—આજ્ઞા વિચય—વિતરાગ દેવની આજ્ઞાનો વિચાર ચિંતવવો. વિતરાગ દેવની આજ્ઞા એવી છે કે સમકિત સહિત શ્રાવકના બાર વ્રત, અગ્યાર પડિમા, સાધુના પાંચ મહાવ્રત અને બાર ભિક્ખુ પડિમા, શુભ ધ્યાન, શુભ યોગ, જ્ઞાન દર્શન, ચારિત્ર, છકાય જીવની રક્ષાનું આરાધન કરવું, તેમાં સમય માત્રનો પ્રમાદ ન કરવો, ચતુર્વિધ તીર્થના ગુણ કીર્તન કરવા.

૨ અવાય વિજય—અપાય વિચય—રાગ દ્વેષ, કામ ક્રોધથી જે દુઃખ ઉત્પન્ન થાય તેનું જે ચિંતવન કરવું તે તેનો એ વિચાર કે મિથ્યાત્વ, અવ્રત પ્રમાદ

કષાય, અશુભ યોગ, અઢાર પાપસ્થાન, છકાયજીવની હિંસાથી દુઃખ ઉત્પન્ન થાય છે. આ દુઃખના કારણો જાણી આવો આસ્રવ માર્ગ છાંડી સંવર માર્ગ આદરવો જેથી જીવ દુઃખ ન પામે એવું જે ચિંતવન કરવું તે અપાય વિજય નામે બીજો ભેદ જાણવો.

૩ વિવાગ વિજય–વિપાક વિચય–જીવ જે સુખ દુઃખ ભોગવે છે તેનો વિચાર ચિંતવવો તે. તેનો એ વિચાર છે કે જીવે જેવે રસે કરી પૂર્વે જેવા શુભાશુભ જ્ઞાનાવરણીય આદી આઠ કર્મ ઉપાર્જ્યાં છે તે શુભાશુભ કર્મના ઉદય થકી જીવ તે પ્રમાણે સુખ દુઃખ અનુભવે છે. તે અનુભવતાં થકાં કોઇ ઉપર રાગ, દ્વેષ ન લાવીએ; સમતા ભાવ લાવી મન, વચન અને કાયાના શુભયોગ સહિત ધર્મના વિષે પ્રવર્તીએ જેથી નિરાબાધ પરમ સુખ પામીએ.

૪ સંઠાણ વિજય–સંસ્થાન વિચય–ત્રણ લોકના આકારનું તથા પદાર્થોનું સ્વરૂપ ચિંતવવું તે. તે લોકનું સ્વરૂપ સુપ્રતિષ્ઠકના આકારે છે. લોક જીવ અજીવથી સંપૂર્ણ ભર્યો છે. મધ્યભાગે અસંખ્યાતા

યોજનની કોટાનુકોટીએ તિરછા લોક છે તેમાં અસંખ્યાતા દ્વીપસમુદ્ર છે. અસંખ્યાતા વાણવ્યંતરના નગરો છે. તથા અસંખ્યાતા જયોતિષી વિમાનો છે ઉત્પાદ, વ્યય અને ધ્રુવની વિચિત્રતા આ મધ્ય લોકમાં લાગી પડી છે. એને મધ્ય ભાગે અઢીદ્વીપ છે. તેમાં જઘન્ય તીર્થંકર વીસ અને ઉત્કૃષ્ઠ એકસોને સિત્તેર હોય તથા જઘન્ય બે હજાર ક્રોડ અને ઉત્કૃષ્ઠ પૃથકત્વ હજાર ક્રોડ સાધુ સાધ્વીઓ હોય તેમને ' વંદામિ, નમંસામિ. સકકારેમિ, સમ્માણેમિ, કલ્લાણં મંગલં, દેવયં ચેઈયં પજજુવાસામિ, તેમજ તે તિરછા લોકમાં અસંખ્યાતા શ્રાવક શ્રાવિકાઓ છે તેના ગુણગ્રામ કરીએ.

તે તિરછા લોક થકી અસંખ્યાતા ગણા અધિક ઉર્ધ્વ લોક છે ત્યાં બાર દેવલોક, નવ ગ્રૈવેયક, પાંચ અનુત્તર વિમાનો છે, તે સર્વમાં મળી ૮૪૯૭૦૨૩ વિમાનો છે. તે ઉપર ઇષત્ પ્રાગભારા (સિદ્ધશિલા) છે. તે ઉપર (લોકાગ્રે) સિદ્ધ ભગવંતો નિરંજન નિરાકાર સ્વરૂપે બિરાજે છે તેમને વંદામિ, નમંસામિ

સક્કારેમિ, સમ્માણેમિ, કલ્લાણં, મંગલં, દેવયં, ચેઈયં, પજ્જુવાસામિ.

તે ઉર્ધ્વલોકથી કાંઈક વિશેષ અધિક અધોલોક છે. તેમાં અત્યંત દુઃખથી ભરેલા ચોરાશી લાખ નરકાવાસા છે. સાતક્રોડ બોંતેર લાખ ભવાનપતિના ભવન છે.

એવા ત્રણે લોકના સર્વ સ્થાનો સમકિત રહિત ક્રિયા કરી આ જીવે અનંતિવાર જન્મ મરણ કરી સ્પર્શી મૂકયા છે એમ જાણી સમકિત સહિત શ્રુત અને ચારિત્ર ધર્મની આરાધના કરવી. જેથી અનંત જન્મ મરણના ફેરા ટાળીએ અને અજર અમર નિરાબાધ પરમ સુખ પામીએ.

## ધર્મધ્યાનના ચાર લક્ષણ

૧ આણારૂઈ–આજ્ઞારૂચિ–વીતરાગ ભગવાનની આજ્ઞા અંગીકાર કરવાની રૂચિ.

૨ ણિસગ્ગરૂઇ–નિસર્ગરૂચિ–આત્મા સ્વાભાવિકપણે જાતિસ્મરણાદિ જ્ઞાને કરી શ્રુત સહિત ચારિત્ર ધર્મ ધરવાની રૂચી પામે તે.

૩ ઉવએસરૂઇ–ઉપદેશરૂચિ–અજ્ઞાને કરી ઉપાર્જેલાં કર્મ જ્ઞાને કરી ખપાવીએ તેમજ જ્ઞાને કરી નવાં કર્મ ન બાંધીએ. મિથ્યાત્વે કરીને ઉપાજર્યાં કર્મ તે સમ્યક ભાવથી ખપાવિએ, સમ્યક ભાવથી નવાં કર્મ ન બાંધીએ; અવૈરાગ્યે કરીને ઉપાજર્યાં કર્મ તે વૈરાગ્યે કરીને ખપાવીએ અને વૈરાગ્ય વડે કરીને પાછાં નવા કર્મ ન બાંધિએ; કષાયે કરી ઉપાજર્યાં કર્મ તે કષાય ટાળીને ખપાવીએ એથી નવાં કર્મ ન બાંધિએ; અશુભ યોગે કરી ઉપાજર્યાં કર્મ તે શુભ યોગે કરી ખપાવીએ; શુભ યોગે કરી નવાં કર્મ ન બાંધીએ; પાંચ ઇંદ્રિયના સ્વાદ રૂપ આશ્રવે કરી ઉપાજર્યાં કર્મ તે સંવરે ખપાવીએ, ઇંદ્રિય દમન રૂપ સંવરે કરી નવાં કર્મ ન બાંધીએ; આ માટે અજ્ઞાનાદિક આસ્રવ માર્ગ છાંડી જ્ઞાનાદિ સંવર માર્ગ ગ્રહણ કરવા માટે તીર્થંકર ભગવાનનો ઉપદેશ સાંભળવાની રૂચિ ઉપજે તે.

૪ સૂત્તરૂઇ—સૂત્રરૂઈ—શ્રુતજ્ઞાન અને અનંત તત્ત્વના ભેદને માટે ભાખેલા ભગવાનના પવિત્ર વચનોનું જેમાં ગુંથન થયું છે તે સૂત્ર શ્રવણ કરવા, મનન કરવા અને ભાવથી પઠન કરવાની રૂચિ, ઉપજે તે. આ ધર્મધ્યાનનાં ચાર લક્ષણો કહેવાયાં.

## ધર્મધ્યાનના ચાર આલંબન

૧ વાયણા—વાચના—નિર્જરા અર્થે યોગ્ય શિષ્યોને સૂત્રાદિની વાચના આપવી; સૂત્રાદિ ભણાવવું તે અથવા વિનય સહિત નિર્જરા તથા જ્ઞાન પામવાને માટે સુત્ર સિદ્ધાન્તના મર્મ જાણનાર ગુરૂ કે સત્પુરૂષ સમીપે સુત્ર તત્ત્વની વાચના લેવી તે.

૨ પુચ્છણા—પૃચ્છના—અપૂર્વજ્ઞાન પામવા માટે જિનેશ્વર ભગવાનનો માર્ગ દીપાવવાને તથા શંકા-શલ્ય નિવારવાને માટે તેમજ અન્યના તત્ત્વની મધ્યસ્થ

પરિક્ષાને માટે યથા યોગ્ય વિનય સહિત ગુર્વાદિકને પ્રશ્ન પૂછવા તે.

૩ પરિયટ્ટણા–પરાવર્તના–પૂર્વે જે જિન ભાષિત સૂત્રાર્થ ભણ્યા હાઇએ તે શુદ્ધ સૂત્રાર્થ સ્મરણમાં રહેવા માટે નિર્જરા અર્થે શુદ્ધોપયોગ સહિત વારંવાર સજ્ઝાય–સ્વાધ્યાય કરવો તે.

૪ ધમ્મકહા–ધર્મકથા–વીતરાગ ભગવાને જે ભાવ જેવા પ્રરૂપ્યા છે તે ભાવ તેવા લઇને, ગ્રહીને, વિશેષ કરીને, નિશ્ચય કરીને, શંકા કંખા અને વિતિગિચ્છા રહિત પણે પોતાની નિર્જરા અર્થે સભા મધ્યે પ્રરૂપિએ જેથી સાંભળનાર, સર્દ્દહનાર, બન્ને ભગવાનની આજ્ઞાના આરાધક થાય. આ ધર્મધ્યાનના ચાર આલંબન કહ્યા.

## ધર્મધ્યાનની ચાર અનુપ્રેક્ષાએ

૧ અણિચ્ચાણુપ્પેહા–અનિત્યાનુપ્રેક્ષા–શરીર, વૈભવ, લક્ષ્મી કુટુંબ પરિવારાદિ સર્વ વિનાશી છે. જીવનો મૂળ ધર્મ અવિનાશી છે. માટે તેના કલ્યાણમાં ઉદ્યત થાઉં તેમ ચિંતવના કરવી તે.

૨ અસરણાણુપ્પેહા—અશરણાનુપ્રક્ષા—આ સંસારમાં મરણ સમયે જીવને શરણ રાખનાર કોઇ નથી. માત્ર એક વીતરાગ પ્રણીત શુભ ધર્મનુંજ શરણ સત્ય છે એમ ચિંતવના કરવી તે.

૩ એગત્તાણુપ્પેહા—એકત્વાનુપ્રેક્ષા—આ મારો આત્મા એકલો છે. તે એકલો આવ્યો છે, એકલોજ જશે. સાથે માત્ર ધર્મ અધર્મ જશે, જેને માટે તેણે હાય વોય કરી ધન એકઠું કર્યું છે તે કોઈ તેના કર્મમાં ભાગીદાર થશે નહિ, કરેલાં કર્મ તેને એકલાનેજ ભોગવવાં પડશે. એમ ચિંતવના કરવી તે.

૪ સંસારાણુપ્પેહા—સંસારાનુપ્રેક્ષા—આ આત્માએ સંસાર સમુદ્રમાં પર્યટન કરતાં કરતાં સર્વ ભવ કીધા છે. સંસાર એ કર્મ બંધનથી મુક્ત થવાનું સ્થાન નથી સંસારમાં પ્રાયઃ જીવ સુખી નથી, સંસાર દુઃખથી બળી રહ્યો છે. આવી સંસારી જંજીરથી હું કયારે છુટીશ ? આ સંસાર મારો નથી, હું મોક્ષગામિ છું. માટે શુભ કર્મ કરી સંસારનો પાર પામું એમ જે ચિંતવવું તે. આ ધર્મ ધ્યાનની ચાર અનુપ્રેક્ષાઓ કહી, કુલ સોળ ભેદ કહ્યા,

# દશમું દિશાવકાસિકવ્રત

## આદરવાની વિધિ.

---

પુર્વાદિ છ દિશામાં જયાં સુધી જવાની છુટ રાખી છે તે ઉપરાંત જવાના પચ્ચખ્ખાણ જાવ અહોરત્તં દુવિહં તિવિહેણું, ન કરેમિ, ન કારવેમિ, મણસા, વયસા, કાયસા કરંતંપિ અન્નં ન સમણુજાણામિ, વયસા, કાયસા જે ભુમિમાં છુટી છે તેમાં પાંચ આશ્રવ સેવવાના પચ્ચખ્ખાણ અને દ્રવ્યાદિની મર્યાદા કરી છે તે ઉપરાંત ભોગવવાના પચખ્ખાણ જાવ, અહોરત્તં, એગવિહં, તિવિહેણં ન કરેમિ મણસા, વયસા, કાયસા, તસ્સ, ભંતે પડિકકમામિ, નિંદામિ ગરિહામિ. અપ્પાણં વોસિરામિ,

## પાળવાની વિધિ.

---

એઅસ્સ દિસાવગાસિયવ્વયસ્સ, સમણો વાસએણં પંચ અઇયારા, જાણિયવ્વા, ન સમાયરિયવ્વા, તં જહા આણુવણપ્પઓગે, પેસવણપ્પઓગે, સદ્દાણુવાએ, રૂવાણું વાએ, બહિયા પોગલપ્પખેવે, તસ્સ, મિચ્છામિ દુક્કડં.

# અગિયારમું પોષધોપવાસ વ્રત.

## આદરવાની વિધિ.

અસણં, પાણં, ખાઈમં, સાઈમં, પચ્ચખ્ખામિ, અબંભ પચ્ચખ્ખામિ, મણિ, સુવન્નં, પચ્ચખ્ખામિ, માલા, વનગ વિલેવણં, પચ્ચખ્ખામિ સથ્થમુસલાદિ, સાવજજ, જોગં, પચ્ચખામિ, જાવ, અહોરત્તં, પજજુવાસામિ, દુવિહં, તિવિહેણં, ન કરેમિ, ન કારવેમિ, મણસા, વયસા, કાયસા. કરંતંપિ, અન્નં, નસમણુ જાણામિ, વયસા, કાયસા, તસ્સ ભંતે, પડિક્કમામિ, નિંદામિ, ગરિહામિ, અપ્પાણં વોસિરામિ.

## પાળવાની વિધિ.

એઅસ્સ, પોસહોવવાસ, વ્વયસ્સ, પંચ અઇયારા જાણિયવ્વા, ન સમાયરિયવ્વા, તં જહા, અપ્પડિલેહિય, દુપ્પડિલેહિય, સિજ્જા સંથારે, અપ્પમજ્જિય, દુપ્પમ-જ્જિય, સિજ્જા સંથારે અપ્પડિલેહિય, દુપ્પડિલેહિય, ઉચ્ચાર, પાસવણ, ભૂમિ, અપ્પમજ્જિય, દુપ્પમજ્જિય, ઉચ્ચાર, પાસવણ ભૂમિ, પોસહોવવાસસ્સ, સમ્મ્ણાણુ પાલણયા, તસ્સ મિચ્છામિ દુક્કડં.

# શ્રી ધર્મસિંહ સ્વામીના વચનામૃતો.

૧ જેની શુદ્ધ શ્રદ્ધા હોય તેનો ઉપદેશ સાંભળવો.

૨ વ્રત પચ્ચખાણ કર્યાં હોય તે સારી રીતે પાળવાં.

૩ દુશ્મન અને સજ્જન જોઇનેજ કામ પાડવું.

૪ ખુશામત કરતો આવે તેની સાથે મળી ન જવું.

૫ જે ઘરમાં એકલી સ્ત્રી અથવા એકલો પુરૂષ હોય તે ઘરમાં ન જવું. અજાણ્યે જઇ ચડયા હોઇએ તો ઉભા ન રહેવું.

૬ પોતાના વડા-મુરબ્બી શિખામણ દે તે માનવી.

૭ જેના બોલવામાં ઢંગ ન હોય તે સાથે મળી જવુ નહી.

૮ શીયળ વગેરે રાજમતિ અને દ્રૌપદી પેઠે દૃઢ નિશ્ચયથી પાળવાં.

૯ વિહવળ માણસની પ્રીતી ન કરવી કારણ ખામી લાગે.

૧૦ સાચા મિત્ર કે વાલેસરીને દુભવીએ નહીં, પ્રેમ વધારવો.

૧૧ કુસંગીની સોબત ન કરવી, પ્રતિતિ ઘટે.

૧૨ પોતાના મોટાને ભુલ પડે તો વારંવાર ન કહેવી.

૧૩ ભુલ પડે તો અવિવેકીને વારંવાર કહેતા રહેવી કારણ તેનામાં અકલ આવે.

૧૪ પોતાના વડિલો ઘણું કરી માને છતાં પોતાનો વિનય ન મુકવો.

૧૫ સારૂં માઠું સહીએ પણ ખરા ધરમની અને સારા કુળની મર્યાદા ન મુકીએ

૧૬ પોતાના ગુણ પોતાને મોઢે ન વખાણવા કારણ હલકાઇ જણાય

૧૭ પૂઠ પાછળ કોઇના અપવાદ ન બોલવા કારણ તે સાંભળે તો દુશ્મનાવટ થાય

૧૮ મુરખને ઉદ્દેશી શિખામણ ન દેવી કારણ આપણી ખામી કાઢે.

૧૯ મોઢે કોઈને માઠું ન લગાડવું, કામ જોઇને પાડવું

૨૦ એક શીલને બીજું સમકીતથી ચળાવનાર ઘણા મળે પણ જતન કરી રાખીએ.

૨૧ ખળ માણસને છેડીએ નહીં, અવગુણ બોલે.

૨૨ બે જણ છાની વાત કરતા હોય ત્યાં ઉભા ન રહેવું કારણ વાત બહાર પડે તો આપણે માથે આવે.

૨૩ ગમે તેવી રીસ ચડે છતાં શાન્ત રહી જેમ તેમ ન બોલવું.

૨૪ હૃદયની વાત જે તે માણસને ન કહેવી કારણ પસ્તાવું પડે.

૨૫ નિશ્ચય ભાવ રાખીએ, પણ વ્યવહાર સાચવીએ પછી નિશ્ચયમાં જે થવાનું હોય તે થાય.

૨૬ આપણા વડિલો તાણી ઝાલે તો આપણે નમતું મુકવું, રકઝક ન કરવી.

૨૭ આ સંસારનાં કામ પુરાં થયાં નથી ને થવાનાં નથી છતાં બે ઘડી આત્માનું સાધન અવશ્ય કરવું.

૨૮ આગળ પાછળ ધરમની પરિક્ષા કરવી તો ચારમાં ચતુર કહેવાઇએ અને પાંચમાં પુછાઇએ.

# કોનું જીવિત ધન્ય ?

—:o:—

( તીરથની અશાતના નવ કરીએ—એ રાગ)

તે શ્રાવકનું ધન્ય જીવિત હું જાણું,
હાંરે જેને સમકિત રૂપી ધરાણું; (૨)
હાંરે પે'રવાનો છે પ્યાર...તે શ્રાવક–ટેક.

જીવ માત્રને આત્મવત પ્રિય જાણે,
હાંરે હણવામાં પાપ પ્રમાણે; (૨)
હાંરે દાન અભય દેનાર...તે શ્રાવક૦ ૧

જાય ભલે જીવ તોય જુઠું ન બોલે,
હાંરે ગણે સત્ય ચિંતામણી તોલે; (૨)
હાંરે કરી મિષ્ટ ઉચ્ચાર...તે શ્રાવક૦ ૨

ઇચ્છે નહીં ચીજ પારકી ચોરી લેવા,
હાંરે ચ્હાયે કીમ્મતિ હોય નહીંવા, (૨)
હાંરે જેના વિમળ વિચાર...તે શ્રાવક૦ ૩

પર પ્રમદાને માત સરખી ધારી,
હાંરે ઇચ્છે થાવા ન જે વ્યભિચારી; (૨)
હાંરે પાળે શીલ ત્રિકાલ...તે શ્રાવક૦ ૪

પરિગ્રહ વ્યાધ્રથી જે ટેવાયલ બિવા,
હાંરે વાંછે સંતોષામૃત પીવા; (૨)
હાંરે લોભને દઇ ધિઃકાર...શ્રાવક૦ ૫

દિશાનું પરિમાણુ વ્રત પણ ધારે,
હાંરે તેથી જાવા ન દુર વિચારે; (૨)
હાંરે મળે લાખ દેનાર....તે શ્રાવક૦ ૬

ભોગ અને ઉપભોગની હદ રાખે,
હાંરે ઇચ્છે ચીજ ન અવર એ પાખે; (૨)
હાંરે તજીને વ્રત યાર...તે શ્રાવક૦ ૭

વ્રત અનર્થા દંડ વિરમણુ પાળે,
હાંરે દેખે દુઃખ ન તે ત્રય કાળે, (૨)
હાંરે આ વિશ્વે વસનાર...તે શ્રાવક૦ ૮

સામાયિક શુધ્ધ ભાવથી નિત્ય કરતો,
હાંરે ભલી ભાવના હૃદયમાં ધરતો, (૨)
હાંરે જીનને માનનાર....તે શ્રાવક૦ ૯

દિશાવકાશિક વ્રતનું રૂપ જાણી,
હાંરે કરે નિયમ સ્વશકિત પિછાણી, (૨)
હાંરે પાળવા વ્રત પ્યાર...તે શ્રાવક૦ ૧૦

કાલ કરડશે કાળ [1]વ્યાલ આ ફરતો,
હાંરે જાણી આવું જે પૌષધ કરતો, (૨)
હાંરે બનીને હુશિયાર....તે શ્રાવક૦ ૧૧

---

૧ સર્પ

અતિથી સંવિભાગ વ્રતવળી ધારે,
હાંરે દેવા દાન સુપાત્રે વિચારે;
હાંરે ભાવ ચડતે અપાર....તે શ્રાવક૦ ૧૨

અહનિશ આત્મ સ્વરૂપમાં રહે રમતો,
હાંરે જેને રાગ કે દ્વેષ ન દમતો;
હાંરે જ્ઞાનમાં તદાકાર...તે શ્રાવક૦ ૧૩

જન્મ મરણથી છુટવાનું વિચારી,
હાંરે કરે તપ રૂડો ક્રોધને મારી;
હાંરે વરવા [૧]શિવનાર...તે શ્રાવક૦ ૧૪

[૨]ઉકત વ્રતો ધરનારનાં દુઃખ જાશે,
હાંરે વળી એ જન ચોકસ થાશે:
હાંરે [૩]ત્રિભુવન તરનાર....તે શ્રાવક૦ ૧૫

૧ મુક્તિ. ૨ કહેલાં. ૩ સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ

# ચોવીસ જીન સ્તુતિ.

(પતિવ્રતનો પુરણ પ્રતાપ, જગમાં જાહીર છે જાહીર છે. એ રાગ)

જય જય જય શ્રી જીનરાજે,
 પ્રણમું પ્રેમ ધરી પ્રેમ ધરી..... ....ટેક.
ઋષભ અજિત સંભવ અભિનંદન,
 સુમતિ પદમ છબિ નમણી;
સુપાર્શ્વ ચંદ્ર સુવિધિ ને શીતલ,
 સરવ વર્યા શિવ રમણી પ્રણ૦ જય૦ ૧
શ્રેયાંસ વાસુપુજય વિમળ ને,
 અનંત ધર્મ અકામી;
શાન્તિ કુન્થુ અર મલ્લિ પ્રભુજી,
 રાગ દ્વેષના વામિ પ્રણ૦ જય૦ ૨
મુનિસુવૃત નમિ નેમિ પાર્શ્વને,
 મહાવીર જે ભજશે;
સુખ સંપત્તિ સાંપડશે ને
 દુઃખને તે જન તજશે. પ્રણ૦ જય૦ ૩
ધ્યાન શુકલ મતિ શ્રુત અવધિ,
 મન પર્યવ કેવળ જ્ઞાની
સુર સુરેશ્વર ચામર વીંજે
 સુજસ ઘટા બહુ જામી. પ્રણ૦ જય૦ ૪
આનંદી થઇ આ વખતે આ,
 બાળ સ્તવે બહુ નામી:
કરૂણા સિંધુ કરૂણા કરજો;
 તમે ત્રિભુવન સ્વામી. પ્રણ૦ જય૦ ૫

# પ્રતિક્રમણ વિષે.

——:૦:——

કર પડિકમણું રે ભાવથી, બેય ઘડી શુભ ધ્યાન લાલરે;
પરભવ જાતાં આ જીવને, સંવર સાચો જાણ લાલરે. કર. ૧

શ્રી મુખ વીર એમ ઉચરે, શ્રેણિક નૃપ પ્રત્યે વાણ લાલરે;
લાખ ખાંડી સોના તણી, દે દિન દિન જો દાન લાલરે. કર. ૨

લાખ વરસ સુધી તે વળી, એમ દે દ્રવ્ય અપાર લાલરે;
એક સામાયિક તોલમાં, નાવે તેહ લગાર લાલરે, કર. ૩

સામાયિક ચોવિ જિન સ્તુતી, વંદન બે બે વાર લાલરે;
વ્રત સંભારીને આપણાં, પાળો નિર અતિચાર લાલરે; કર. ૪

કરવો કાઉસગ શુભ ધ્યાનનો, પચ્ચખાણ શુદ્ધ વિચાર લાલરે;
બે સંધ્યાએ સંભારીને, ટાળો ટાળો અતિચાર લાલરે. કર ૫

સામાયિક પ્રસાદથી, લઇએ [1]અમર વિમાન લાલરે;
**ધર્મસિંહ** મુની કહે, એ છે મુકિત નિદાન લાલરે. કર, ૬

---

૧ દેવ.

# પંચ જ્ઞાનની આરતિ.

જય પારસ દેવા, જય પારસ દેવા.
સુરનર કરે તુજ સેવા (૨) ત્રણ જુગના દેવા
જયદેવ જયદેવ૦ ૧

પહેલું રે મતિ જ્ઞાન; અઠાવીસ ભેદે....પ્રભુ (૨)
અષ્ટ કરમને છેદે,(૨) અઘનાં દળ ભેદે. જયદેવ જયદેવ૦ ૨

બીજું રે શ્રુત જ્ઞાન; ચોદ વિસ ભેદા,...પ્રભુ (૨)
ચોદ પુરવ ધર સુદ્ધાં(૨) ભગે ભવ ક્ષુધા. જયદેવ૦ ૩

ત્રીજીરે આરતિ, અવધ્ર જ્ઞાન કેરી,....પ્રભુ (૨)
કાપે ભવની ફેરી (૨) સેવા કરૂં તોરી. જયદેવ જયદેવ૦ ૪

ચોથીરે આરતિ, મન પર્યવ જાણો,...પ્રભુ (૨)
બે ભેદે આ નાણો(૨) મુકિત સુખ લેણો, જયદેવ જયદેવ૦ ૫

પાંચમીરે આરતિ, કેવળ એક ભાખ્યું;....પ્રભુ (૨)
અખંડ સુખ જેણે ચાખ્યું (૨) અજરામર રાખ્યું જયદેવ૦ ૬

એ પંચ જ્ઞાનની આરતિ, જેકોઈ ગાશે ....પ્રભુ (૨)
સમકિત શુદ્ધ અભ્યાસે(૨) સૌભાગ્ય ગુણ ગાશે. જયદેવ૦ ૭

# પ્રતિક્રમણની આલોચના.

પંચ પ્રમાદ તજી પડિકમણું, સાંજ સવારે કીજે;
અરિહંત સિદ્ધ સદગુરૂની સાખે, પાપ આળોવણ લીજે;
સંગે કર મન રંગે હો રાજ, પડિકમણું મન ચંગે. ટેક. ૧

જ્ઞાન અક્ષર ઓછો અધિકો, કાનો માત્રા ભાખ્યો;
જીન શાસનમાં શંકા કંખા, મિથ્યાત મનમાં રાખ્યો સંગે ૨

જીવ છકાયનો આરંભ સમારંભ, તીવ્ર પરિણામે કીધો;
ક્રોધ કષાય કરી જુઠું બોલ્યો, દાન અદત્તા લીધો સંગે૦ ૩

પરસ્ત્રી દેખી પ્રેમ વધાર્યો, ધન લોભે લલચાયો;
દશે દિશાની અધિકી રાવઈ, ખાવણ પીવણ રાચ્યો સંગે૦ ૪

કરમાદાણી અનર્થા દંડે, શુદ્ધ સામાયક નાવે;
દિશાવગાસી વ્રત આઠમ પાખી, પોષો ભલો ન ભાવે સંગે૦ ૫

જમવા વેળા જમવા બેઠો, સાધુ ચિંતવણા વીસરીયો;
સંલેહણા તપ વીરજ ભાખ્યો, એકસો ચોવિસ દુષણભરીયો સં૦ ૬

જાણે અજાણે જે પડિકમશે, કર્મે ને હળવો થાશે;
વરૂણ નાગ નપતાના દ્રષ્ટાન્તે, તે ભવસાગર તરશે. સંગે૦ ૭

સામાયિક પોષો પડિકકમણું, આસ્થા સહિત જે કરશે;
નવાનગરમાં મુનિ'તેજસિંહ'ભાખે દયા ધરમથી તરશે. સંગે૦ ૮

# સર્વજ્ઞને અરજ.

( સ્મરણ મને બહુ થાઇ દેવ-એ રાગ )

ત્રિવિધ તાપ સમાવો નાથ, ત્રિવિધ તાપ સમાવો.-ટેક.

ત્રિવિધ તાપનો અખંડ ભડકો,
  ક્ષણુ ક્ષણુ ઉર તપાવે;
કોઇ ઘડીએ આપની છાયા (૨)
  આવી તાપ સામાવે નાથ ...ત્રિવિધ૦ ૧

જન્મ મરણુનો આ [૧]અર્ણુવ છે,
  દુસ્તર કેમ તરાશે;
અંતર્યામી આપ સહાયક,
  વિણુ ન પાર જવાશે. નાથ ....ત્રિવિધ ૨

કામ ક્રોધાધિ અગણિત શત્રુ,
  આંતર યુદ્ધ મચાવે.
આપ વિના કોણુ સાથે આવી,
  આત્મીય જિત કરાવે. નાથ ....ત્રિવિધ ૩

દિવ્ય દશાના દૈવી તત્વો,
  સર્વે દેવ ! છુપાયા;
આંતર કોઈ નાદ ન ઉઠે;
  જેમ છુટે આ માયા. નાથ ...ત્રિવિધ ૪

આપ હવે તો હાજર થાઓ,
  દ્રષ્ટિ સમીપે આવો;
[૨]ભવાંકુરનાં મૂળ બળાવી,
  હર્ષે સિધ્ધિ વરાવો. નાથ ...ત્રિવિધ ૫

---

૧ સમુદ્ર ૨ ભવ અંકુર-ભવનો ફણગો.

# સીમંધર સ્વામીને અરજી

( ચડી આવ્યાં વાદળ કાળાં એ રાગ )

સીમંધર અરજી મારી, (૨)
સેવક ધારી [૧]શ્રવણ ધરી લ્યો;
    બિરહ તમારૂં વિચારી. સીમંધર૦ ટેક

કુમતી નારી મુજને કનડે,
    પળ પળ થઈ વકકારી; (૨)
શો રસ્તો લઉં તે ના સુજે;
    હવે ગયો હું હારી. સીમંધર૦ ૧

સુમતિ શાણી [૨]સ્વપતિને આપે,
    શિખ સદા જે સારી; (૨)
તે સાથે તેને નથી બનતું;
    ભોગ દશા આ મારી. સીમંધર૦ ૨

પર ઉપકારી પેખી તમને,
    આવ્યો અહીં આ વારી; (૨)
આ દુઃખથી [૩]ત્રિભુવનેશ તારી,
    દ્યો અવિચળ સુખ બારી. સીમંધર ૩

---

૧ કાન ૨ શોકય ૩ પરમેશ્વર

# શ્રાવકને શિખામણ.

(સાંભળજો સરવે આજ, કહું છું કર્મ કથા એ રાગ)

આ અલ્પ શિખામણ આપ,
શ્રાવક [1]શ્રુતિ ધરો;
સમકિત મય વર શણગાર,
સ્નેહે અંગ ધરો. આ અલ્પ૦ ટેક.

વિદ્યુત્પ્રભા [3]વિપ્રની કન્યા, [4]લઘુવય કેરી નાર રે;
કર્યો સર્પને આશ્રય દઇને, આદરણિક ઉપકાર શ્રા, આ.૧

દેવે પ્રગટ થઇને દીધું, મનગમતું વરદાન રે;
જિત શત્ર રાજાની રાણી થઇ પામી સન્માન. શ્રા. આ. ૨

લાડુ અમૃતમય કરી મુકયા ઝેર તણો કરી નાશ રે;
ઓરમાઇ માએ [5]કુપ નાખી, ત્યારે હર્યું દુઃખ ખાસ શ્રા. આ૩

પવન રવિ શશિ તાગ સારા જન કરતા ઉપગાર રે;
સ્વાર્થ વગરના તોપણ સહુને આવાં બનો નરનાર. શ્રા.આ.૪

તે [6]તરૂણીએ તન મન વચને, સમકિત પાળ્યું સાર રે;
પાળનાર સમકિત મેળવશે, [7]ત્રિભુવનેશનો પ્યાર શ્રા.આ.૫

---

૧ કાન. ૨ સારો. ૩ બ્રાહ્મણ. ૪ નાની. ૫ કુવો. ૬ સ્ત્રી
૭ પરમેશ્વર.

# જીનવર સપ્તાહ.

---

(જય દેવ, જય દેવ એ રાગ

સોમે સૌમ્ય સ્વરૂપ,
જીનવર જયકારી પ્રભુ જીનવર જયકારી:
ભવ [1]અર્ણવ તરવામાં (૨)
સાહ્ય ચહું તારી. જયદેવ જયદેવ ટેક

મંગળ મંગળ થાય,
એવી [2]મતિ આપો પ્રભુ એવી (૨)
વાસ તમારો વા'લા (૨)
[3]અંતરમાં સ્થાપો, જયદેવ જયદેવ ૨

બુધે રાગ ને દ્વેષ,
શત્રુ એ મારા પ્રભુ શત્રુ (૨)
દારૂણ દુઃખ દે મુજને; (૨)
જે તુજથી હાર્યા જયદેવ જયદેવ ૩

ગુરૂએ આ ગુણવાન,
મોક્ષ નગર જઇને પ્રભુ મોક્ષ (૨)

---

૧ સમુદ્ર. ૨ બુદ્ધિ ૩ હૃદયમાં.

છેક મને શું વિસાર્યો; (૨)
 દીન રક્ષક થઈને. જયદેવ જયદેવ ૪

શુકે તારે શર્ણ,
 દેવાધિ દેવા; પ્રભુ દેવાધિ (૨)
આવ્યો આશા ધારી; (૨)
 અવિચળ સુખ લેવા. જયદેવ જયદેવ ૫

શનિએ જો સંપૂર્ણ,
 મહેર તારી થાયે; પ્રભુ માહેર (૨)
તો કરૂણા-નિધિ[1] મારૂં; (૨)
 સહુ દુઃખ દુર જાયે. જયદેવ જયદેવ ૬

રવિએ ભરી છે લાખ,
 મારામાં ખામી; પ્રભુ મારામાં (૨)
તે સામું ના જોશો; (૨)
 ત્રિભુવનના સ્વામી. જયદેવ જયદેવ ૭

———o———

1. સમુદ્ર.

# સેવકની લાગણી.

( સ્મરણુ મને બહુ પ્યારૂં દેવ—એ રાગ )

સુખથી આપ પધારો દેવ, સુખથી આપ પધારો;
આ આશિષ સ્વિકારો દેવ; સુખથી આપ પધારો. ટેક.

પુરણ પુન્યે આપે અમારા, શહેર વિષે પગ દીધા;
સુકૃતમાં અમ શિર નમાવ્યાં, ને આનંદિત કીધા. દેવ. સુ૦ ૧
કલેશ અમારા ઉર અંદરના, આપે સમાવા માટે;
જિન આગમનો બોધ સુણાવ્યો, ઉપકારી વણુ સાટે દેવ સુ૦ ૨
જે જે યત્નો આપે કીધાં, હિત અમારા સારૂ;
તેનો બદલો વાળવા માટે, તલસે ચિત અમારૂં દેવ સુ૦ ૩
સુધા સરખી મીઠી વાણી, આ કરણોએ પીધી;
અગણિત ભવના પાપ મુકાવી, અમ વૃત્તિ શુભ કીધી દેવ સુ૦ ૪
ભલે પધારો આપ અહીંથી, વિહાર કરી સુખ ભાવે;
આપની છાયા નહીં ભુલાયે, ફરી ફરી અંતર આવે. દેવ સુ૦ ૫
શાણા સજ્જન એકજ વિશ્વે, દુઃખ ન્યારૂં કરનારા;
સાચા શિવ સુખ સાથીને અમ, અંતરમાં વસનાર. દેવ સુ૦ ૬
આપની કીર્તિ અમર રહેજો, ગુણિને સજ્જન માંહી;
પ્રતિદિન શાન્તી સુખ મેળવજો, એ અમ ઇચ્છા પ્રાહી દેવ સુ૦ ૭
નરનારી સહુ એજ વિનવીએ, ફરી ફરી દર્શન દેજો;
સર્વ પ્રાણિના દુઃખ હરીને, હર્ષે શિવ સુખ લેજયો, દેવ સુ૦ ૮

# વિહાર કરતી વખતે.

( સખા પડવે તે પંથે ચાલ્યારે—એ રાગ)

સખી પડવે ગુરૂજી પ્રવાસીરે, કરી સૌજન શહેર ઉદાસીરે:
આજે ચાલ્યા મહા ગુણ રાશી, ચાલો સખી આજ
ગુરૂજી સિધાવેરે. ટેક.

સખી ગુરૂ મહા ઉપકારીરે, સર્વ ભવ્ય ને દીધા છે તારી રે:
એના ગુણુને જાઉં વારી ... .... ...ચાલો૦ ૧

સખી ગુરૂ મહા સદ ભાગીરે, થયા પુન્ય ઉદય થકી રાગીરે:
દોષ સર્વને દીધા છે ત્યાગી. ... .... ચાલો૦ ૨

સખી ગુરૂ સમ દમના ભરીયારે, માન મોહ સમુદ્રને તરીયારે:
નિજ ઇચ્છીત કારજ ફળીયાં .... ... ચાલો૦ ૩

સખી વ્યાખ્યાન રૂડું કે'તારે, ઉર પાપ સહુ હરી લેતારે:
શાસ્ત્ર ધ્યાનમાં નિશદિન રે'તા. ... .... ચાલો૦ ૪

સખી વૃત્તિ જેની બહુ શાણીરે, શ્રવે મુખથી સુધાસમ વાણીરે:
જોઇ આશ્ચર્ય પામે છે પ્રાણી. .... ... ચાલો૦ ૫

સખિ વદું વધારે શી વાણી રે, જેની સજ્જનતા વખણાણીરે:
દેશ વિદેશ કીર્તિ ગવાણી ... ... ચાલો૦ ૬

સખી એવા ગુરૂજી સિધાવે રે, ફરી યોગ આવો કયારે આવેરે;
આવા વિચાર અમને રિબાવે. ... ... ચાલો૦ ૭

# અગાઉથી ગ્રાહક થએલા સદગ્રહસ્થોના નામ

## વીરમગામ

૧૨૫ દામોદર ડુંગરશી મોદી
૨૫ દલીચંદ ભગવાન શાહ
૨૫ હરગોવીંદ પુરૂશોતમ ભાવસાર
૨૫ પરભુ કીશોર શાહ
૨૫ જીવણલાલ છગનલાલ શાહ
૨૫ છગનલાલ ધારશી શાહ
૨૫ પરશોતમ સુંદરજી મણીઆર
૨૫ નારણ નાનજી શાહ
૨૫ બકોરદાસ રવચંદ શાહ
૨૫ નથુભાઈ નાનચંદ હા. જીવીબાઈ
૨૫ ગણપતરામ શીવલાલ પ્રાંતીજવાળા
૧૦ ટોકરસી છગનલાલ શાહ
૧૦ વાડીલાલ ગોવીંદજી હા. બાલુબેન
૧૦ હરીલાલ પરભુ શાહ
૧૦ જસીબેન દલીચંદ ભગવાન
૫ પ્રેમચંદ લલ્લુ ભાવસાર
૫ રતિલાલ નરશી શાહ
૫ ઓઘડ કેસવજી શાહ
૫ કેશવજી રવચંદ હા. ઓઘડભાઈ ઓગાણવાળા
૫ મગનલાલ કુંવરજી શાહ
૫ હરગોવીંદ જીવરાજ શાહ
૫ ડાહ્યાભાઈ ઉકાભાઈ શાહ
૫ ડોસાભાઈ જણુજી શાહ
૫ ભુદર પ્રાગજી શાહ
૫ સાંકળચંદ લાલચંદ શાહ
૫ ઘેલાભાઈ ત્રીકમલાલ વડોદરાવાળા
૫ જેચંદ નારણ સંઘવી
૫ શીવલાલ દામોદર સંઘવી
૫ ચુનીલાલ સંઘજી હા. સમરત
૫ દેવશી પીતાંબર હા. નાની

## કલોલ.

૨૧ ચુનીલાલ મગનલાલ વકીલ
૨૦ ચુનીલાલ મગનલાલ શેઠ
૧૫ શોભારામ મનસુખરામ શાહ
૧૫ ડોસાભાઈ પીતાંબર શાહ
૧૫ છગનલાલ પુરૂશોતમ શાહ
૧૫ અમથાલાલ ડુંગરચંદ શેઠ
૧૫ જેઠાભાઈ મુલચંદ શેઠ
૧૧ કેશવલાલ મગનલાલ શેઠ
૧૧ પ્રાણલાલ લલ્લુભાઈ શાહ
૧૧ નાથાલાલ ઉમેદચંદ શાહ
૧૧ નર્મદાદાસ જમનાદાસ શાહ
૧૧ રતનશી વરજીવન શાહ
૧૧ ત્રીભોવન જેચંદ શાહ
૧૧ નગીનદાસ છગનલાલ શાહ
૧૧ બખતચંદ ડુંગરચંદ શેઠ

૧૧ કેશવલાલ છગનલાલ શેઠ
૧૧ જમનાદાસ દલસુખરામ શાહ
૫ વનમાળી લલ્લુભાઈ શાહ
૫ પુરૂષોતમ હરગોવાંદ શાહ
૫ સોમચંદ મગનલાલ

## અમદાવાદ

૧૦૦ બાલાભાઈ છગનલાલ બુકસેલર
૫૧ છગનલાલ શામળદાસ ભાવસાર

## સસપુરવાળા

૧૦ હીંમતલાલ ગીરધરલાલ શાહ

## લખતર

૨૫ વીરપાળ વર્ધમાન વકીલ
૨૫ ઠાકરશી લલ્લુભાઈ શાહ
૨૫ અમરચંદ નાગરદાસશાહ
૧૫ ઠાકરશી ગુલાબચંદ શાહ
૧૦ આશારામ ગીરધર શાહ
૧૦ હરજીવન હેમજી શાહ
૧૦ અમરસી વેલસી શાહ
૧૦ જેઠાલાલ હકુભાઈ ભાવસાર
૫ શીવલાલ કેશવજી શાહ
૫ ગોવીંદજી ચતુર શાહ
૫ ઠાકરશી મુલજી શાહ
૫ ત્રીભોવન સુંદરજી શાહ
૫ રામજી મુલચંદ ભાવસાર
૫ ઈશ્વરલાલ હકુભાઈ ભાવસાર

## પ્રાંતીજ

૨૧ સ્થાનકવાસી જૈનશાળા
૧૫ બેન કોદર બેન
૧૧ દલસુખરામ લક્ષમીચંદ શેઠ
૧૧ પુંજાલાલ હીમતલાલ શેઠ
૧૧ ચુનીલાલ રણછોડભાઈ શાહ
૧૦ લાલચંદ પ્રેમચંદ હા, જેઠાલાલ
૮ માણેકલાલ ધરમચંદ શેઠ
૫ ચુનીલાલ શીવલાલ શાહ
૫ ઘેલાભાઈ કેશવલાલ પરીખ
૨ ભીખાભાઈ જીવરાજ શાહ
૨ સાંકળચંદ ગણપતરામ શાહ

## વઢવાણ કેમ્પ

૩૫ કસ્તુરભાઈ હરચંદ શાહ
૨૦ લેરાભાઈ ઉકાભાઈ દોશી
૨૦ ફુલચંદ ચતુર શાહ
૨૦ જૈનશાળા વઢવાણ કેમ્પ

## વઢવાણ શહેર

૨૫ ઝુંઝાભાઈ વેલશી શાહ
૨૫ દેવચંદ ચાંપસી ગાંધી
૧૦ ચુનીલાલ લખમીચંદ શાહ
૧૦ મગનલાલ ગુલાબચંદ વહોરા
૫ માણેકચંદ ચાંપશી ગાંધી